[હે આદમ (અલ.)ની અવલાદ ! અમે તમારા ઉપર પોશાક ઉતાર્યો કે જે તમારી નગ્નતાને ઢાંકે છે અને (તમારા શરીરનો શણગાર પણ છે...... —કુર્આન]

# ફઝાઇલે લિબાસ

# فضائلِ لباس

☆ આદેશાધીન ☆

અહલિયહ મુહતરમહ હઝરત શયખુલ હદીષ (રહ.)



☆ સંપાદક ☆

સૂફી મુહમ્મદ ઈકબાલ સા.



☆ અનુવાદક ☆

હસન ભડકોદ્રવી



☆ પ્રકાશન વિભાગ ☆

દારુલ ઉલૂમ ભરૂચ-મહમૂદનગર

મુ. પો. કંથારીઆ—૩૯૨ ૧૬૨

તા. જી. ભરૂચ (ગુજરાત)

# પ્રસ્તાવના

**-હઝ. મવ. મુ. આકિલ સા. (મ.ઝિ.)**
[ખલીફએ મુજાઝ : હઝ. શ. હદીષ રહ.]

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

**હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા, વ બઅ્દુ .....**

મુહતરમ અલહાજ સૂફી મુહમ્મદ ઈકબાલ સા. મુહાજિરે મદની (ઝી–દ મજદુહૂ)એ કૃપા રાહે પોતાની આ નવીનતમ કિતાબનો મુસદો પોસ્ટ મારફત બંદા પર મોકલ્યો અને પ્રથમ એને વાંચી જવા તથા એમાં જરૂર જણાય ત્યાં સુધારો–વધારો કરવા જણાવ્યું. ઉપરાંત, એમણે આ પણ લખ્યું કે આ કૃતિ હઝરત અમ્માજી મદ્દ ઝિલ્લુહા [શયખુલ હદીષ (રહ.)ના અહલિયહ મુહતરમહ]ના હુકમથી લખી છે, એટલે એમને વાંચી સંભળાવીને જો એમને પસંદ પડે તો એમનાથી છપાવવાની પણ મંજૂરી લઈ લેવી, નહિતર આપ જે હુકમ ફરમાવે તે મુજબ અમલ કરવો.

અહકરે આખો લેખ મુહતરમહ અમ્માજી સાહિબહને વાંચી સંભળાવ્યો. એમણે સાંભળીને પસંદ ફરમાવ્યો અને સૂફી સાહેબને ઘણી દુઆઓ દીધી અને ફરમાવ્યું કે એને જરૂર પ્રગટ કરો, ઈન્શાઅલ્લાહ લાભદાયી પુરવાર થશે.

બંદાએ પણ સૂફી સા.ના હુકમ અનુસાર એમાં કેટલાક ઠેકાણે મામૂલી સુધારો–વધારો કરી દીધો છે અને એમની ખિદમતમાં લખી દીધું છે કે જો આપને યોગ્ય જણાય તો બંદાના લખાણમાંથી જે મુનાસિબ લાગે તેને એમાં શામેલ કરી લેવું.

માનનીય લેખક સાહેબે લેખોની ગોઠવણમાં અને અવરતોને સમજાવવામાં એમના સ્વભાવ અને ફિતરી–પ્રાકૃતિક લાગણીઓનો ખ્યાલ કરીને ઘણી જ સારી વર્ણનશૈલી અપનાવી છે, નહિતર આ ફેશન સ્ત્રીઓ માટે એવી અને એટલી જોખમકારક બની ગઈ છે કે મોટાભાગની સ્ત્રીઓ એની વિરુદ્ધ સાંભળવાનું પણ પસંદ કરતી નથી, અમલ તો દૂરની વાત છે. સામાન્ય અને જાહિલ લોકો તો ઠીક, અગ્રેસરો અને શરીફ લોકો–જે દીનદારીમાં પણ મશહૂર છે–એમના ઘરોમાં પણ આ મુસીબત દાખલ થઈ રહી છે. ફ–ઈલલ્લાહિલ મુશતકા વહુવલ મુસ્તઆન.

આ તો દેખીતી જ વાત છે કે કિતાબનું લખાણ કુર્આને કરીમ અને હદીષ શરીફની તાલીમાતની રોશનીમાં લખવામાં આવ્યું છે. કોઈપણ લખાણ ચાહે તે ગમે તેટલું ઊંચું અને સહીહ કેમ ન હોય, ત્યારે જ ઉપયોગી અને કારગર નીવડી શકે છે જયારે કે એને અમલની જ નિય્યતે વાંચવામાં આવે. વલ્લાહુલ મુવફ્ફિક.



**બંદા મુહમ્મદ આકિલ**
મઝાહિરે ઉલૂમ, સહારનપૂર,
૧૪ જમા.ઉખ્રા ૧૪૦૩ હિ.સ.

# આમુખ

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.......**

હઝરત અમ્માજી મદ ઝિલ્લુહલ આલી, એટલે કે કુત્બુલ અકતાબ હઝરત શયખુલ હદીષ (હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યા) નવ્વરલ્લાહુ મર્ક઼દહૂના અહલિયહ મુહતરમહ, જે હઝરત મુજદ્દિદે તબ્લીગ મવલાના મુહમ્મદ ઈલ્યાસ (સા.) નવ્વરલ્લાહુ મર્ક઼દહૂનાં સુપુત્રી પણ છે, એમને ત્યાં અવરતોની તાલીમનો હફતાવારી ઈજતિમાઅ થાય છે. ઉપરાંત, એમને ત્યાં હંમેશા છોકરીઓની કુર્આની તાલીમ અને આવનારી અન્ય અવરતો માટે નસીહતોનો સિલસિલો ચાલુ જ રહે છે. વિશેષપણે હઝરત શયખુલ હદીસ (રહ.)ના મુરીદો અને મહેમાનોની અવરતો એમનાથી ફૈઝવંત થતી રહે છે. એમના મારફત આ મુબારક અને મિસાલી દીનદાર ખાનદાનની દીની વિશેષતાઓ સ્ત્રીવર્ગને પ્રાપ્ત થતી રહે છે. વિવિધ સ્થળેથી આવનારી સ્ત્રીઓના ગેર શરઈ રસમરિવાજ અને એમના આ'માલની સુધારણાની અમ્માજીને ઘણી જ ફિકરચિંતા રહે છે અને બુરી ચીઝો એમના દિલને ઘણી જ કઠે છે. એમણે પોતાના આ ગુલામને અવરતો માટે લિબાસની

ઈસ્લાહ–સુધારણા, ફેશની લિબાસની નિંદા અને શરઈ તથા મસ્નૂન લિબાસની પ્રેરણા વિષે એક નાનકડી કિતાબ લખવાનો હુકમ ફરમાવ્યો, જેથી એમના ઘરે આવતી સ્ત્રીઓને સંભળાવી શકાય અને શિક્ષિત સ્ત્રીઓમાં વહેંચી શકાય. આ કિતાબનું નામ એમણે પોતે જ "ફઝાઈલે લિબાસ" પસંદ ફરમાવ્યું છે.

હુકમને માથે ચઢાવીને લિબાસ વિષે લગભગ ચાળીસ અહાદીષ લખવાનો ઈરાદો છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે અને કિતાબને લોકોપયોગી બનાવે, આમીન !



# અલ્લાહ પર ઈમાન

અલ્લાહ તઆલા પર આપણું ઈમાન છે કે તે પાક ઝાત "સમદ" છે, જેનો અર્થ આ છે કે તે પાક ઝાત તો આપણી દરેક ચીજથી બેનિયાઝ છે અને આપણે દરેક રીતે તેના મોહતાજ છીએ, પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવામાં, પોતાની ઈઝઝત અને રાહત–આરામની પ્રાપ્તિમાં અને અપમાન તથા પરેશાનીઓથી મહફૂઝ રહેવામાં આપણે માત્ર તેના જ મોહતાજ છીએ. માત્ર તે જ આપણો કારસાઝ યા કાર્યસાધક છે, તે જ તમામ જરૂરતોને પૂરી કરનાર છે. તેના સિવાય બીજી કોઈ ચીજથી યા બીજા કોઈ તરીકાથી આપણો કોઈ મકસદ પૂરો થઈ શકતો નથી, પરંતુ તે પાક ઝાતને આપણે આંખોથી જોઈ શકતા નથી. તેના પર આપણું ઈમાન બિલગૈબ જ છે, પરંતુ ઈમાનની કરઝોરીને કારણે આપણે નજરે જોવાતી (ભૌતિક) ચીજો વડે પોતાનો મતલબ પૂરો થતો હોવાનું સમજીએ–માનીએ છીએ. દષ્ટાંતરૂપે માલદોલતમાં, હુકૂમતમાં અને પોતાની મોટાઈ વ્યકત કરવામાં ઈઝઝત અને ચેનસુકૂન પ્રાપ્ત થઈ જવાનો ગુમાન કરીએ છીએ, પરંતુ અલ્લાહ તઆલા બતાવી આપે છે કે માલદારોને રાહતઆરામ અને ચેનસુકૂન નથી. દુનિયામાં એક માણસ પણ એવો મળી શકતો નથી, જે અલ્લાહ તઆલાને છોડી અલ્લાહ તઆલાથી બેપરવા બની માલદોલતની સાથે ઈઝઝત અને સુખશાંતિમાં હોય. કદાચ કોઈ એવો નજરે પણ પડે તો એની પરિસ્થિતિની તહકીક કરવાથી માલૂમ પડી જશે કે તે જાતજાતની પરેશાનીઓ અને મૂઝવણોમાં ડૂબેલો છે. જયારે કોઈ એક પણ સાચો અલ્લાહવાળો એવો મળી શકતો નથી, જેને હકીકી સુકૂન અને હકીકી ઈઝઝત પ્રાપ્ત ન હોય. આ વિષેની સવિસ્તર જાણકારી મેળવવી હોય તો મારી કૃતિ "દુન્યાકી જન્નત" નું વાંચન કરવું.

અલ્લાહ તઆલામાં શ્રદ્ધા અને વિશ્વાસ ધરાવનારાઓએ માત્ર અલ્લાહ તઆલાને જ પોતાનો કારસાઝ અને કાર્યસાધક માનવો જોઈએ. તમામ નેઅમતો અલ્લાહ તઆલા જ અર્પણ કરે છે એવી દઢ માન્યતા રાખવી જોઈએ. અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર અત્યંત રહમકર્તા, કૃપાળુ અને દયાળુ છે, રહીમ–કરીમ છે. તેને પોતાના બંદાઓની સાથે ઘણી જ મુહબ્બત અને શફકત છે. તેણે બંદાઓને પોતાના અહકામ પહોંચાડવા માટે પોતાના રસૂલ અને હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પણ ઘણા કરીમ અને શફીક (મહેરબાન) બનાવ્યા અને આપની શાનમાં ફરમાવ્યું કે આપ ઉમ્મતના ફાયદાના અતિ આરઝૂમંદ અને અભિલાષી છે અને ઉમ્મતને નુકસાન પહોંચે એ વાત આપને માટે ઘણી કષ્ટદાયી છે, તકલીફજનક છે.

## અવરતો પર અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ (સલ.)ની કૃપાવર્ષા

આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઘણા મહેરબાન અને કૃપાળુ છે. ખાસ કરીને અવરતો પર તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઘણી જ શફકત છે. આપે અહકામમાં સ્ત્રીવર્ગનો બેહદ ખ્યાલ રાખ્યો છે. આપે એમની ઈઝઝતઆબરૂમાં ખૂબ ખૂબ વધારો કર્યો છે. આપે સ્ત્રીગણને દરેક પ્રકારના નુકસાનથી બચાવવાની ફિકરચિંતા અને તકેદારી રાખી છે. અવરતોના હલકાફુલકા અને નાનકડા કામોના અજર (વળતર)ને પુરુષોના મોટા મોટા પરાક્રમો અને મુજાહદાઓના અજરના બરાબર ઠરાવ્યા છે.

જો અલ્લાહ તઆલાએ પોતાની હિકમત હેઠળ સ્ત્રીઓને શારીરિક દષ્ટિએ કમઝોર અને નાઝુક બનાવી તો એમની ઝિંદગીની તકલીફોનો બોજ પુરુષો પર નાખી દીધો કે પુરુષો જ કમાઈને

એમને ખવડાવે તથા પહેરાવે. વળી, સ્ત્રીઓની સાથે નરમી, શફકત, રહમત અને દરગુઝરનો વર્તાવ કરવાનું પુરુષોને સૂચન કર્યું. એમની સાથે સખતાઈ કરવાની મનાઈ ફરમાવી. ખુદ સ્ત્રીઓના હૃદયોને અલ્લાહ તઆલાએ નરમ બનાવ્યાં અને એમનામાં મુહબ્બત તથા રહમત ભરી દીધી. અવરતોની પેદાઈને અલ્લાહ તઆલાએ મરદો પર પોતાના ઉપકાર અને ઈનામ તરીકે બયાન ફરમાવી, એ કારણસર એમની કદર કરવાનો હુકમ ફરમાવ્યો.

આ બધી જ વાતો કુર્આન અને હદીષમાં સવિગત વર્ણવાયેલી છે. લંબાણની બીકે અમે એ બધી વાતો નકલ કરતા નથી. અહિંયા થોડીક વાતો નકલ કરવાને પૂરતું સમજીએ છીએ.

## પત્નીઓના હક્કોની દેખભાળ કરવાની તાકીદ

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે (હજજતુલ વદાઅ–અંતિમ હજના પ્રસંગે યવ્મે અરફાના ખુત્બહમાં) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉપદેશ આપતાં ફરમાવ્યું :

"હે લોકો ! પોતાની પત્નીઓના વિષે અલ્લાહ તઆલાથી ડરો, તમે એમને અલ્લાહ તઆલાની અમાન(શરણ) સાથે પોતાના નિકાહમાં લીધેલી છે."

આ હદીષ શરીફમાં પુરુષોને ખબરદાર કરાયા છે કે પુરુષ–જે સ્ત્રીઓના ઉપરી અને ધણી છે–તેમણે પોતાના આ ઉપરીપણા યા આધિપત્યનો અલ્લાહ તઆલાની પૂછપકડ અને તેના હિસાબ–કિતાબથી બેપરવા બનીને અવરતો પર ઉપયોગ કરવો જોઈએ નહિ. તેમણે સ્ત્રીઓના મામલામાં અલ્લાહ તઆલાથી ડરતા રહેવું જોઈએ અને આ વાત સદા યાદ રાખવી જોઈએ કે એમના અને એમની પત્નીઓના દરમિયાન ખુદા છે. અલ્લાહ તઆલાએ નિયુકત કરેલા

નિકાહના નીતિનિયમો અને એના આદેશ–ઉપદેશ અનુસાર જ આ સ્ત્રીઓ એમના નિકાહમાં આવી છે અને એમના માટે હલાલ બની છે. આ સ્ત્રીઓ અલ્લાહની અમાન (આશ્રય)માં છે, એમને અલ્લાહનું શરણ મળેલું છે. જો પુરુષો એમની સાથે ઝુલ્મ અને અતિરેકભર્યો વર્તાવ કરશે તો તેમણે અલ્લાહ તઆલાએ આપેલી અમાનને તોડેલી કહેવાશે અને અમન તોડવા બદલ તેઓ અપરાધી ઠરશે.

સ્ત્રીઓ માટે આ કેટલું મોટું ગૌરવ છે અને આ હદીષમાં એમના શવહરો માટે કેટલી ભારે ચેતવણી છે કે તેમણે આ વાત સદા લક્ષે રાખવી જોઈએ કે તેમની પત્નીઓ અલ્લાહ તઆલાની અમાનમાં છે.

(મઆરિફુલ હદીષ)

## વસિય્યતનો તાકીદી શબ્દ

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"અવરતોના હકમાં ભલાઈ કરવાની મારી વસિય્યતને માનો."

જુઓ, દરેકની સાથે ભલાઈનો વર્તાવ કરવો તો જરૂરી છે, પરંતુ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અવરતોની સાથે ભલાઈ કરવાને **"મારી વસિય્યતને માનો"**ના તાકીદી શબ્દની સાથે વિશેષરૂપે બયાન ફરમાવ્યું.

## ઈમાનને પરિપૂર્ણ બનાવવું હોય તો પત્નીઓની સાથે સદ્‌વર્તન અનિવાર્ય છે

હઝરત આઈશહ સિદીકહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"મુસલમાનોમાં તે માણસનું ઈમાન વધુ કામિલ યા પરિપૂર્ણ છે, જેનાં અખ્લાક અને વર્તન (બધાંની સાથે) ઘણાં સારાં હોય,

(અને ખાસ કરીને) પોતાની પત્ની પ્રત્યે જેનું વલણ નરમ, પ્રેમાળ અને દયામણું હોય." (જામિઅ તિરમિઝી શરીફ)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"મુસલમાનોમાં તે માણસનું ઈમાન વધુ કામિલ યા પરિપૂર્ણ છે, જેના અખ્લાક બેહતર હોય અને તમારા પૈકી વધુ સારા લોકો તે છે જે પોતાની પત્નીઓના હકમાં વધુ સારા હોય છે." (તિરમિઝી–મઆરિફ)

સુન્નત પર અમલ કરનાર અને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી મુહબ્બત ધરાવનાર ઈમાનદારો માટે આ હિદાયતને વધુ અસરકારક બનાવવાના હેતુસર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખૂદ પોતાનું દ્રષ્ટાંત પણ રજૂ કર્યું, ઈરશાદ છે :

"તમારા પૈકી તે માણસ વધુ સારો અને ભલો છે, જે પોતાની પત્ની પ્રત્યે સારો હોય અને હું પોતાની (પુનિત) પત્નીઓ માટે ઘણો સારો છું."

અન્ય એક હદીષમાં છે :

"જે અવરત એવી હાલતમાં મરણ પામી કે એનો ધણી એનાથી રાજી હતો, તો તે અવરત જન્નતમાં દાખલ થઈ ગઈ."

એક હદીષમાં હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)થી રિવાયત છે, એમણે ફરમાવ્યું :

"મને મારા ખલીલ અબુલ કાસિમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વસિય્યત કરી કે પોતાની શકિત મુજબ પોતાના ઘરવાળાઓ પર ખર્ચ કરતો રહેજે."

જુઓ, અવરતો પર ખર્ચ કરવાની કેટલી પ્રેરણા આપવામાં આવી છે.

બીજી એક હદીષમાં છે :

"રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે કોઈ અવરતનું પોતાના ઘરમાં ગૃહકાર્ય કરવું જિહાદ કરનારાઓના જિહાદના મરતબાને આંબે છે–પહોંચે છે, ઈન્શાઅલ્લાહ."

જુઓ તો ખરા ! શું હદ છે આ ઈનાયતની, આ કૃપાની.

એક હદીષમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"પોતાની પત્નીના ઘરકામમાં સહાય કરવા બદલ પણ તમને (પુરુષોને) સદકાનો સવાબ મળે છે."

જુઓ, અવરતોને આરામ પહોંચાડવાની કેવી અને કેટલી પ્રેરણા આપવામાં આવી છે.

એક હદીષમાં છે :

"રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે અવરત પાંચ ટાઈમની નમાઝ પઢતી રહે, રમઝાનના રોઝા રાખતી રહે અને આબરૂની હિફાઝત રાખે તથા પોતાના શવહરની તાબેદારી કરે, તો એવી અવરત જન્નતમાં ચાહે તે દરવાજેથી દાખલ થઈ જાય" (એટલે કે એના માટે જન્નતના આઠેય દરવાજા ખોલી દેવાશે).

મતલબ આ છે કે દીનની જરૂરી વાતોની પાબંદી રાખે તો એણે બીજી મોટી મોટી મહેનતની ઈબાદતો કરવાની જરૂરત નથી. આટલી વાતોની પાબંદીથી મોટા દરજજાવાળાઓની સાથે થઈ જશે. માલિકના આ બધાં એહસાનો છે.

## અલ્લાહના ઈનામો પર શુક્ર અને નાશુક્રી

અલ્લાહ તઆલાએ બંદાઓને એટલી નેઅમતો આપી છે કે જેની ગણતરી થઈ શકતી નથી. અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَإِنْ تَعُدُّوا نِعْمَةَ اللّٰهِ لَا تُحْصُوهَا

**વ ઈન તઉદ્દૂ નિઅમતલ્લાહિ લા તુહસૂહા.**

અર્થ : "અલ્લાહ તઆલાએ આપેલી એક એક ચીજમાં એટલી નેઅમતો છે કે તમે એને ગણી પણ શકતા નથી."

આ નેઅમતોનો શુક્ર કરવાથી અલ્લાહ તઆલા ખૂશ થાય છે અને નેઅમતોમાં વધારો કરે છે. આ નેઅમતો બંદાના હકમાં રાહત, આરામ, શાંતિ અને સંતોષ માટે કારણભૂત બને છે. જે લોકો અલ્લાહ તઆલાએ આપેલી નેઅમતોની નાશુક્રી અને અવગણના કરે છે તો તે જ ચીજો—નેઅમતો બંદાના માટે પરેશાની, મૂંઝવણ, અઝાબ અને બંને જગતમાં ઝિલ્લત કે અપમાનનો સબબ બને છે. જેમ કે અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

لَئِنْ شَكَرْتُمْ لَأَزِيدَنَّكُمْ وَلَئِنْ كَفَرْتُمْ

إِنَّ عَذَابِي لَشَدِيدٌ

**લઈન શકરતુમ લ-અઝીદન્નકુમ વ લઈન કફરતુમ ઈન્ન અઝાબી લ-શદીદ**

અર્થ : " જો તમે નેઅમતોનો શુક્ર કરશો તો હું તેમાં જરૂર વધારો કરીશ અને જો નાશુક્રી કરશો તો મારો અઝાબ ઘણો જ સખત છે."

નાશુક્રી કરવાનો અઝાબ વિવિધ રીતે મળે છે. કદી તો મળેલી નેઅમતો જ છીનવી લેવાય છે અને કદી તો માલ—અવલાદ—સત્તા વગેરેની શકલ—સૂરત તો બાકી રહે છે, પરંતુ આ જ ચીજોને બંદા માટે જોખમકારક અને મૂંઝવણરૂપ બનાવી દેવાય છે.

સ્ત્રીવર્ગને મળેલી અલ્લાહ તઆલાની નેઅમતોમાં એક તો એમની ઈઝઝત, રિઆયત અને માનઆદરની નેઅમત છે. આ નેઅમતનો શુક્ર આ છે કે તે પોતાની ઈઝઝત–આબરૂને કાયમ રાખે અને અલ્લાહ તઆલા તથા રસૂલ (સલ.)ને ખૂશ રાખે. આ નેઅમતની નાશુક્રી કે અવહેલના આ છે કે તે પોતાની ઈઝઝત અને ઈહતિરામ માટે જ અલ્લાહ તઆલાએ સૂચવેલાં તરીકાઓ અને નીતિનિયમોનો અનાદર કરીને અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ.)ને નારાજ કરે.

## લિબાસની નેઅમત :

અલ્લાહ તઆલાની નેઅમતોમાં લિબાસ પણ એક મોટી નેઅમત છે. જેમકે અલ્લાહ તઆલાએ પોતાની નિશાની, કુદરત અને નેઅમત તરીકે એનું વર્ણન કર્યુ છે. ઈરશાદ છે :

يٰبَنِيْٓ اٰدَمَ قَدْ اَنْزَلْنَا عَلَيْكُمْ لِبَاسًا يُّوَارِيْ
سَوْاٰتِكُمْ وَرِيْشًا وَّلِبَاسُ التَّقْوٰى ذٰلِكَ خَيْرٌ

**યા બની આદ-મ કદ અન્ઝલ્ના અલયકુમ લિબાસંય્યુવારી સવ્આતિકુમ વ રીશંવ્વ લિબાસુત્તક્વા ઝાલિ-ક ખૈર.**

અર્થ : "હે આદમની અવલાદ ! અમે તમારા પર એવો પોશાક ઉતાર્યો છે, જે તમારા સતર (ગુપ્તાંગો) ને ઢાંકે છે અને (તમારા શરીરનો) શણગાર પણ છે, પરંતુ પરહેઝગારીનો લિબાસ એ સૌથી સારો છે." (અઅરાફ : ૨૬)

**વિવરણ :**

અમે તમારા માટે બે પ્રકારનાં લિબાસ ઉત્પન્ન કર્યાં છે. લિબાસનો એક પ્રકાર તો તે છે જે માત્ર બદનને છૂપાવવા–ઢાંકવા માટે

કાફી છે અને લિબાસનો બીજો પ્રકાર તે છે જેના વડે માણસ ઝીનત યા શોભાશણગાર પ્રાપ્ત કરે છે, એટલે કે વિવિધ પ્રકારનાં ઉમદા અને ઉત્તમ લિબાસ. આગળ ઈરશાદ ફરમાવે છે કે લિબાસનો બીજો પણ એક પ્રકાર છે, જે સર્વોત્તમ, સર્વશ્રેષ્ઠ અને સૌથી બેહતર છે અને તે છે તકવા–પરહેઝગારીનો લિબાસ.

"લિબાસુત્તકવા"ની તફસીરમાં ઉલમાએ કીરામનાં બે કથન છે. પ્રથમ કથન આ છે કે એનાથી અમલે સાલિહ અને સદ્કાર્ય મુરાદ છે. એનો મતલબ આ છે કે જે પ્રમાણે ઈન્સાન પોતાના સતરને છૂપાવીને પોતાના જાહેર કે બાહ્યને લિબાસથી શણગારે છે, એ જ પ્રમાણે ઈન્સાનના બાતિન કે અંતરનો શણગાર નેક કામો વડે પ્રાપ્ત થાય છે. જાણે આ આયતે શરીફહમાં આ વાતની ચેતવણી છે કે માત્ર સતરને છૂપાવી લેવું અને જાહેરી બદનને શણગારી લેવું કાફી નથી, બલકે એની સાથે બાતિનની ખૂબસૂરતી પ્રાપ્ત કરવી પણ જરૂરી અને અનિવાર્ય છે, જે નેક અમલ અને સુંદર અખ્લાક દ્વારા જ પ્રાપ્ત કરી શકાય છે.

બીજું કથન આ છે કે "લિબાસુત્તકવા" (તકવાના પોશાક)થી સીધોસાદો અને નમ્રતાનો લિબાસ મુરાદ છે, જેમાં કોઈ જાતનો કશો તકલ્લુફ, કૃત્રિમતા કે ડોળદંભ ન હોય. જેમકે ઘણી અહાદીષમાં સાદાઈની પ્રશંસા અને ફઝીલત આવેલી છે અને સાદાઈને ઈમાની ખસલત કે આદત લેખવામાં આવી છે.

તફસીરકારોએ લખ્યું છે કે આ આયતે શરીફહ સતર છૂપાવવાના વુજૂબ વિષે ઘણી મોટી અને સબળ દલીલ છે, જેના પર તમામ ઉલમાએ કિરામનો એકમત છે. ઉપરાંત, આ આયતથી આ પણ પુરવાર થયું કે લિબાસ અને હિજાબ (પરદો) શરઈ હેતુઓમાંથી છે તથા નગ્નતા અને અર્ધ નગ્નતા દરેક રીતે કલંકરૂપ અને શરઈ દષ્ટિએ નાજાઈઝ છે. એ જ કારણે જે કપડાથી પૂરો

પરદો પ્રાપ્ત ન થાય તે, લિબાસના હેતુ અને અલ્લાહ તઆલાના આદેશ–ઉપદેશની વિરુદ્ધ લેખાશે. અલબત્ત, પરદાની સાથે સાથે એના વડે ઝીનત અને શોભાશણગાર પ્રાપ્ત કરવામાં આવે તો એ બિલકુલ અલ્લાહ તઆલાની ઈચ્છા અને આદેશ અનુસાર લેખાશે.

સર્વથા, લિબાસનું મયસ્સર હોવું, પોશાકનું ઉપલબ્ધ થવું અલ્લાહ તઆલા શાનુહૂની એક ઘણી મોટી નેઅમત છે. એનાથી માણસના સૌંદર્યમાં પણ વધારો થાય છે, જે પસંદિત, ઈચ્છિત અને રુચિકર છે. ઈરશાદે નબવી છે :

اِنَّ اللّٰهَ جَمِيْلٌ يُحِبُّ الْجَمَالَ

**ઇન્નલ્લા-હ જમીલુન યુહિબ્બુલ જમાલ.**

અર્થ : "અલ્લાહ તઆલા જમીલ–ખૂબસૂરત છે અને ખૂબસૂરતીને પસંદ ફરમાવે છે."

બીજી એક હદીસમાં છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

اِنَّ اللّٰهَ يُحِبُّ اَنْ يَّرٰى اَثَرَ نِعْمَتِهٖ عَلٰى عَبْدِهٖ

**ઇન્નલ્લા-હ યુહિબ્બુ અંય્યરા અષ-ર નિઅમતિહી અલા અબ્દિહી.**

અર્થ : "અલ્લાહ તઆલાને આ વાત પસંદ છે કે પોતાની નેઅમતની અસર પોતાના બંદા પર (જાહેર થતી) જુએ."

આ હદીસથી સ્પષ્ટ થયું કે જેને અલ્લાહ તઆલા સુંદર અને મૂલ્યવાન કપડાંની તવફીક અને શકિત આપે તો તેણે સારો લિબાસ

પરિધાન કરવો જોઈએ અને કપડાંની બનાવટમાં પણ ઝીનત, શણગાર અને ખૂબસૂરતીની તકેદારી રાખવી પસંદનીય છે. કઢંગીપણું તથા કદરૂપતા તો શરીઅતની કોઈ વાતમાં પણ પસંદનીય નથી. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે :

قُلْ مَنْ حَرَّمَ زِيْنَةَ اللّٰهِ الَّتِىْٓ اَخْرَجَ

لِعِبَادِهٖ وَالطَّيِّبٰتِ مِنَ الرِّزْقِ (الاعراف)

**કુલ મન હર્ર-મ ઝીનતલ્લાહિલ્લતી અખ્ર-જ લિઇબાદિહી વત્તય્યિબાતિ મિનર્રિઝક.** (અલ અઅરાફ)

અર્થ : "(હે નબી ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આપ (તેમને) પૂછો કે અલ્લાહ તઆલાની તે શોભા (પોશાક) કે જેણે તેને પોતાના બંદાઓ માટે પેદા કરી છે તેને, તેમ જ ખાવા(પીવા)ની પવિત્ર વસ્તુઓને કોણે હરામ કરી છે ?"

ખાસ કરીને અવરતો માટે તો જરૂરત અને મસ્લિહતના પ્રમાણમાં બનાવ–શણગાર પસંદનીય છે, એટલે કે શવહરની મસ્લિહત અનુસાર શરીઅત અને ઉર્ફ (લોકાચાર)ની દ્રષ્ટિએ દરેક રીતે પસંદનીય છે. આ જ કારણે એમના માટે રેશમી કપડાં પણ હલાલ છે, જયારે પુરુષો માટે હરામ છે અને આભૂષણો–ઝવેરાતનો વપરાશ પણ એમના માટે જાઈઝ છે, જયારે પુરુષો માટે જાઈઝ નથી :

اَوَمَنْ يُّنَشَّؤُا فِى الْحِلْيَةِ وَهُوَ فِى الْخِصَامِ

غَيْرُ مُبِيْنٍ - ( زخرف )

**અ-વ મંય્યુનશ્શઉ ફિલ હિલ્યતિ વ હુ-વ ફિલ ખિસામિ ગયરુ મુબીન.** (સૂ. ઝુખ્રુફ)

અર્થ : "શું (અલ્લાહ તઆલાના ભાગે તે અવલાદ આવી) જે ઘરેણાઓમાં ઉછેરાય છે અને વાદવિવાદમાં પોતાનો મુદ્દો પૂરી રીતે સ્પષ્ટ પણ કરી શકતી નથી ? !" (જેની આ સિફત અને હાલત હોય તેને આ મુશરિકો અલ્લાહ તઆલાની અવલાદ ઠેરવે છે !)

આથી સ્પષ્ટ થયું કે આ ઘરેણાં, પ્રસાધનો અને શોભાશણગારની સઘળી ચીજો સ્ત્રીઓ માટે જ ઉચિત,અનુકૂળ અને શોભાસ્પદ છે. એમાં શરઈ અને લોકવ્યવહારની દ્રષ્ટિએ કશી ખરાબી નથી, બલકે આ ચીજો તો અસલમાં એમના માટે જ છે. પુરુષોને આ વસ્તુઓથી શી નિસ્બત ? શો વાસ્તો ? બાકી અતિરેક અને અતિ ન્યૂનતા (ઈફરાત અને તફરીત) દરેક ચીજમાં નુકસાનકારક છે. દરેક ચીજમાં મધ્યમમાર્ગ અપનાવવો જરૂરી છે અને મધ્યતા તથા સમતા (એ'તિદાલ)ની કસોટી શરીઅત છે. ઉલમાએ દીન જે ચીજને જાઈઝ બતાવે તે જાઈઝ છે અને જે ચીજને તેઓ નાજાઈઝ બતાવે તે મધ્યમમાર્ગેથી હટેલી અને બુરી ચીજ છે. ભલે, દુન્યાદાર લોકો એને ગમે તેવી અને ગમે તેટલી સારી ચીજ સમજતા હોય. આ સઘળી ઈમાન અને ઈન્સાફની વાતો છે. જો કોઈ એને સમજવાની કોશિશ જ ન કરે તો જુદી વાત છે.

સારાંશ કે આ સઘળાં વસ્ત્રો અને ઘરેણાં અલ્લાહ તઆલાની નેઅમતો છે. એમને મોકા અને તરીકાને અનુરૂપ વાપરવાં એ અલ્લાહ તઆલાનો શુક્ર છે. શુક્ર કરવાથી આ નેઅમતોમાં વધારો થશે, એટલે કે સુંદરથી સુંદર વસ્ત્રો પહેરવાં મળશે. ઉપરાંત, એ લિબાસથી દુનિયામાં ઈઝઝત અને રાહત પણ મળશે અને આખિરતમાં અલ્લાહ તઆલાની રહમત, ખુશ્નૂદી અને જન્નતનાં પોશાક પણ મળશે.

જો અલ્લાહ તઆલાની નાશુક્રી કરાશે તો દુનિયામાં આ જ

લિબાસ લા'નતકારક એટલે કે અલ્લાહ તઆલાની રહમતથી દૂર કરીને અપમાનકારક બની જશે. દુનિયામાં એને કદી દિલી ખૂશી અને સંતોષ નસીબ થશે નહિ અને કોઈ શરીફ માણસ એને માનઆદરની નજરે નિહાળશે નહિ, આખિરતમાં એને જન્નતનાં લિબાસ અને હંમેશાની ઈઝઝતથી મહરૂમી સાંપડશે.

લિબાસના નેઅમત હોવા વિષે અગાઉ જે આયતે શરીફહ ટાંકવામાં આવી છે તેના અંતભાગમાં ફરમાવાયું છે :

وَلِبَاسُ التَّقْوٰى ذٰلِكَ خَيْرٌ

**વ લિબાસુત્તકવા ઝાલિ-ક ખૈર.**

એટલે કે અલ્લાહ તઆલાની નજીક તે લિબાસ સારો અને હળાહળ ખૈર છે, જે અલ્લાહ તઆલાના ખૌફ અને પરહેઝગારીના નિયમોને અનુરૂપ હોય, જેમાં અલ્લાહ તઆલાની હિદાયત અને તેના આદેશો–ઉપદેશોનો અનાદર થતો ન હોય, બલકે તેણે ઉતારેલી શરીઅતને અનુરૂપ હોય. બેશક, આવો દરેક લિબાસ ખૈર, નેઅમત અને શુક્રની સાથે એનો ઉપયોગ અલ્લાહ તઆલાની નઝદીકીનો વસીલો કે માધ્યમ છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આ અંગેના ઈરશાદાતનો બુનિયાદી ઉદ્દેશ આ જ છે કે લિબાસ એ પ્રકારનો હોવો જોઈએ કે જેનાથી સતર છૂપાવવાનો મકસદ પ્રાપ્ત થતો હોય અને જોવામાં માણસ ખૂબસૂરત તથા પ્રભાવશાળી જણાતો હોય. લિબાસ ન તો એવો અધૂરો હોવો જોઈએ કે સતર ઢાંકવાનો હેતુ જ પૂરો થતો ન હોય અને ન તો એવો ગંદો, મલિન યા કઢંગો હોય કે આદમીની શકલ–સૂરતને બગાડી નાખે. એ જ પ્રમાણે શણગારમાં અતિશયતા અને ફુઝૂલખર્ચી પણ થવા દેવી નહિ. શાન–શવકત, ડોળ–દમામ, ગર્વઘમંડ અને મોટાઈનો દેખાડો

કરવાનો હેતુ પણ હોવો ન જોઈએ. લિબાસમાં પુરુષો અને કાફિરોની સાથે એકરૂપતા યા મળતાપણું પણ હોવું ન જોઈએ.

આ સિલસિલામાં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ પણ હિદાયત ફરમાવી કે જે બંદાઓ પર અલ્લાહ તઆલાનો ફઝલ થયેલો છે, જેમને અલ્લાહ તઆલાએ માલમિલકત આપી છે, તેમણે એવી સ્થિતિમાં રહેવું જોઈએ અને એવો લિબાસ પરિધાન કરવો જોઈએ, જેનાથી (લોકોને) એવું મહસૂસ થાય કે એમના પર એમના પરવરદિગારનો ફઝલ થયો છે, કારણ કે આ પણ શુક્રનો એક વિભાગ છે. અલબત્ત, ખોટા દેખાડા, ડોળદંભ અને ફુઝૂલખર્ચીથી પરહેઝ કરવો. ઉપરાંત, ગરીબ અને નાદાર બંદાઓનું હૃદયભંગ થવા ન પામે, એમની લાગણી દુભાવા ન પામે અને એમની સરખામણીમાં પોતાની બડાઈનો દેખાવ થવા ન પામે એની પણ તકેદારી રાખવી. દરેક લિબાસને અલ્લાહ તઆલાની નેઅમત અને બખશિશ સમજી, એના શુક્રની સાથે એનો ઉપયોગ કરવો. બેશક, આ અહકામ, હિદાયતો અને સૂચનોની સાથે દરેક લિબાસનો ઉપયોગ એક પ્રકારની ઈબાદત લેખાશે અને આ અલ્લાહની નઝદીકીનો વસીલો બનશે. (મઆરિફુલ હદીષ)

હવે અમે લિબાસના શુક્ર અને નાશુક્રી વિષે વિસ્તારથી લખીએ છીએ.

## લિબાસની પ્રાપ્તિમાં શુક્ર

(૧) લિબાસની નેઅમતનો પ્રથમ શુક્ર તો આ છે કે એને હલાલ તરીકાથી પ્રાપ્ત કરવામાં આવે. કમાવું તો અવરતના શિરે નથી. પુરુષ પાસેથી જ મેળવવાનું છે તો લિબાસની પ્રાપ્તિમાં હલાલનો ખ્યાલ રાખવાનો મતલબ આ થશે કે પતિની શકિત અને તવફીકથી વધુ માંગણી કરવામાં ન આવે. જે પ્રકારનો લિબાસ વસાવવાની અલ્લાહ તઆલાએ તવફીક આપી છે એને અલ્લાહ તઆલાનું ઈનામ અને

નેઅમત સમજે, કારણ કે આ આપવાવાળો તો અલ્લાહ તઆલા જ છે અને એના ખઝાનામાં કશી કમી નથી. જો એણે તમને બીજી અવરતોની સરખામણીમાં હલકી અને ઊતરતી કક્ષાનો લિબાસ દીધો છે તો પોતાના માટે એને જ બેહતર સમજી લો, કારણ કે અલ્લાહ તઆલા હિકમતવાળો પણ છે અને તેને પોતાના બંદાઓથી મુહબ્બત પણ છે. તેણે પોતાની હિકમત અને રહમતથી બંદાને યોગ્ય જ વસ્તુ આપી છે. આવું વિચારીને અલ્લાહ તઆલાએ આપેલી વસ્તુથી, અલ્લાહ તઆલાની ભેટથી ખૂશ થવું જોઈએ. એથી વધુની લાલચ કરવી જોઈએ નહિ. લોભ–લાલસા અલ્લાહ તઆલાને જરાય પસંદ નથી અને લાલચ રાખવાથી લાભ પણ શું થવાનો છે, જ્યારે કે દુનિયા તો અલ્લાહ તઆલાના કબજામાં છે. અલ્લાહ તઆલાએ આપેલી ચીજની કદર કરવી જોઈએ. કોઈ બુઝુર્ગ યા મહબૂબ પોતાના પ્રિયતમને કશી મામૂલી વસ્તુ આપી દે તો તે એને બરકતવંત સમજીને એની કદર કરે છે, તો હકીકી માલિક અને સાચા મહબૂબ અલ્લાહ તઆલાએ અર્પણ કરેલી નેઅમત અને ભેટથી જેટલી ખૂશી ઊપજે, ઓછી છે. લિબાસનો આ જ ખરો શુક્ર છે.

લિબાસ પહેરીને શુક્ર કરવા વિષે હદીષે પાકમાં કેટલી મોટી ફઝીલત આવેલી છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે કોઈ કપડું પહેરીને આ દુઆ પઢે તો એના તમામ પાછલાં ગુનાહ માફ થઈ જાય છે :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ كَسَانِىْ هٰذَا وَ

رَزَقَنِيْهِ مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّىْ وَلَا قُوَّةٍ -

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી કસાની હાઝા વ રઝ-કનીહિ મિન ગયરિ હવ્લિમ મિન્ની વલા કુવ્વતિન.**

અર્થ : "સઘળી તારીફો અલ્લાહ તઆલા માટે જ છે, જેણે આ (લિબાસ) મને પહેરાવ્યો અને મારી કશી મહેનત વિના મને આ (લિબાસ) અતા ફરમાવ્યો."

પતિ તરફથી મામૂલી લિબાસ મળવા પર મોઢું બગાડવું એક પ્રકારની નાશુક્રી અને નગુણાપણું છે, જેના વિષે હદીષ શરીફમાં આવ્યું છે :

"રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : હે સ્ત્રીઓની જમાઅત ! તમારી મોટી સંખ્યા મને દોઝખમાં જોવા મળી છે. સ્ત્રીઓએ પૂછયું : એનું શું કારણ હશે ? આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યું : તમે સઘળી ચીજો પર માર–ફિટકાર (લા'નત) કરો છો અને પતિની ઘણી નાશુક્રી કરો છો અને તેણે આપેલી ચીજો પર નાક ચઢાવો છો."

## લિબાસના વપરાશમાં શુક્ર

(૨) લિબાસની નેઅમતને હકીકી માલિકની ખૂશ્નૂદી કે પ્રસન્નતામાં ઉપયોગવામાં આવે અને તેને નાફરમાની તથા બેહયાઈનો ઝરીયો બનાવવામાં ન આવે. અર્થાત્ તેનાથી અલ્લાહ તઆલાની ઈબાદત કરવામાં આવે અને લિબાસની ઝીનત કે શણગારને પોતાના પતિઓને બતાવી એમનું દિલ ખૂશ કરવામાં આવે. એમાં જ અલ્લાહ તઆલાની ખૂશ્નૂદી છે અને પરાયા પુરુષોને બતાવવામાં અલ્લાહ તઆલાની નારાઝગી છે, કારણ કે નામહરમ* પુરુષોને ઝીનત અને શણગાર બતાવવાં તદ્દન હરામ છે અને એનું બેહયાઈ હોવું તો જગજાહેર છે જ. મહરમ✪ પુરુષોને પોતાની શાન

* જેમની સાથે નિકાહ જાઈઝ છે અને જેમનાથી પરદો કરવો વાજિબ છે.

✪ જેમની સાથે નિકાહ નાજાઈઝ છે અને જેમનાથી પરદો વાજિબ નથી.

અને ભપકો બતાવવા માટે કપડાં પહેરવા વિષે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

"જો કોઈ દુનિયામાં દેખાડો કરવા અને ભપકો બતાવવાનાં હેતુસર કપડાં પહેરશે તો અલ્લાહ તઆલા એને કિયામતના દિવસે ઝિલ્લતનો લિબાસ પહેરાવીને પછી એમાં દોઝખની આગ લગાવી દેશે."

એટલે કે જે એવી નિય્યતે પોશાક પહેરે કે મારી શાન અને પ્રભાવમાં ખૂબ વધારો થાય તથા બધાંની નજર મારી જ ઉપર મંડાયેલી રહે તો એના માટે આ વઈદ અને ધમકી છે.

બહેનો ! એવા લિબાસને દુનિયામાં જ કેમ આગ લગાવી દેવામાં ન આવે, જેના વિષે દોઝખની આગ લાગવાની યકીની અને સાચી ખબર મળી ગઈ છે ?

## કપડાંની બનાવટ અને પ્રકારમાં શુક્ર અને નાશુક્રી

(૩) બદન આરપાર દેખાય એવાં બારીક કપડાં યા બદનનાં અંગો–ઉપાંગો નજરે પડે એવાં તંગ અને ચુસ્ત કપડાં પહેરવા વિષે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું:

"કેટલીક સ્ત્રીઓ નામ પૂરતાં કપડાં પહેરે છે અને વાસ્તવમાં તે નગ્ન હોય છે. આવી અવરતો જન્નતમાં દાખલ થશે નહિ અને ન તો જન્નતની ખૂશ્બૂ સૂંઘવા પામશે."

આ રિવાયત આગળ વિસ્તારપૂર્વક આવી રહી છે અને આ સિવાય પણ આ પ્રકારની ઘણી રિવાયતો છે, જેમને "મઝાહિરે હક"ના કર્તા નવાબ કુત્બુદ્દીન સાહેબે પોતાની કૃતિ "તુહફતુઝ ઝવજૈન"માં વર્ણવેલી છે. આ કિતાબ પણ ઘણી જ સુંદર અને વાંચવા લાયક છે. એમાં લખ્યું છે કે અબૂ દાઉદ શરીફની એક રિવાયત છે, જેને દહયા

ઈબ્ને ખલીફહ સહાબી (રદિ.) રિવાયત કરે છે, તે ફરમાવે છે :

"નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ખિદમતમાં મિસરના બારીક કપડાં રજૂ કરાયાં. એમાંથી મને એક તાકો આપીને ફરમાવ્યું : એને તું બે ટૂકડે ફાડી નાખ. પછી એમાંથી કટિંગ કરીને એક ટૂકડાનું ખમીસ બનાવ અને બીજો ટૂકડો પોતાની પત્નીને દે, જેથી તે એની ઓઢણી બનાવે. જયારે દહયા (રદિ.) પાછા જવા લાગ્યા તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : "આ કપડાંની નીચે એક કપડું લગાવી લેવાનો પોતાની પત્નીને હુકમ દો, જેથી એનું બદન જાહેર થવા ન પામે."

એ કપડું એટલું બારીક અને પાતળું હતું કે એમાંથી વાળ અને ચામડીનો રંગ દેખાતો હતો. એ કારણે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે એની નીચે બીજું એક કપડું લગાવી લેવું, જેથી વાળ અને ચામડીનો રંગ જાહેર થવા ન પામે.

"શરીઅતુલ ઈસ્લામ" નામી કિતાબમાં લખ્યું છે કે :

"સ્ત્રીઓએ એવું બારીક કપડું પહેરવું ન જોઈએ કે જેમાંથી બદનનો રંગ (અને આકાર) નજરે પડે, કારણ કે આ કૃત્ય લા'નતને પાત્ર છે."

હવે તંગ, ચુસ્ત અને બારીક પોશાક પહેરનારી સ્ત્રીઓએ વિચારી લેવું જોઈએ કે એમને અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) નિર્વસ્ત્ર અને નગ્ન ફરમાવી રહ્યા છે. નાગું યા નિર્વસ્ત્ર રહેવું દુનિયામાં કેવી અને કેટલી શરમની વાત છે અને આખિરતમાં આ પરિણામ ભોગવશે કે જન્નતની ખૂશબૂ સુદ્ધાં સૂંઘી શકશે નહિં. (જન્નતની ખૂશબૂથી મહરૂમ રહેશે).

અસલમાં અવરતના બદનની તો એટલી ઈઝઝત અને એટલો માનઆદર છે કે વફાત પામેલી અવરતના બદનની બનાવટ અને

આકારને છૂપાવવા માટે અવરતના જનાઝા પર એક ઊંચો ઓઢો નાખવામાં આવે છે, જેથી બદનનો આકાર જાહેર થવા ન પામે. અવરત તો કફનમાં લપેટાયેલી હોય છે અને એનું આખું સતર ઢંકાયેલું હોય છે, પરંતુ આટલું બધું હોવા છતાં પરદાની જરૂરત તો રહે જ છે, જેને ઓઢાથી પૂરી કરવામાં આવે છે.

આ વાતથી જ તમે અંદાજો લગાવી લો કે હરતી ફરતી, ગતિશીલ અવરતના બદનની હિફાઝત કરવાની કેટલી જરૂરત છે અને કેટલું માન–સન્માન છે. કહેવાતી શિક્ષિત, પણ હકીકતમાં જાહિલ–અજ્ઞાન અવરતો પડદાને પોતાના માટે પાબંદી સમજે છે, હાલાં કે શરીફ અવરતો માટે એમાં ઈઝઝત, ફઝીલત અને ગૌરવ છે. કુર્આને મજીદ અને હદીષ શરીફમાં નેક અવરતો માટે ઘણી ફઝીલત આવી છે. એક હદીસમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે :

"હે બીબીઓ ! યાદ રાખો, તમારામાંથી જે નેક છે તે નેક પુરુષોથી પહેલાં જન્નતમાં દાખલ થશે. (જયારે શવહર જન્નતમાં આવશે તો) આ અવરતોને ગુસલ આપીને અને ખૂશ્બૂ લગાવીને પતિઓને હવાલે કરી દેવાશે. તેઓ લાલ અને પીળા રંગની સવારીઓ પર (બિરાજમાન) હશે અને એમની સાથે (કુમળી વયના) એવા બાળકો હશે, જાણે વિખેરાયેલાં મોતી !"

હઝરત હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી સા. થાનવી (રહ.) ફરમાવે છે કે હે બીબીઓ ! તમે બીજી કઈ ફઝીલત ચાહો છો ? જન્નતમાં પુરુષોથી પહેલાં તો પહોંચી ગઈ ! હા, નેક બનવું શર્ત છે અને આ કોઈ મુશ્કેલ વાત નથી. (બેહિશ્તી ઝેવર)

## ફેશનની ખૂબી અને બુરાઇ

અવરતોમાં "ફેશન"નો શબ્દ મારા મતે લેવાદેવા વગર બદનામ

થઈ ગયો છે. આ કોઈ ખરાબ ચીજ નથી. અલ્લાહ તઆલાએ માનવ–સ્વભાવમાં હુસ્ને ઝૌક (સુંદર રુચિ) મૂકયો છે, જે એક નેઅમત છે, બલકે અલ્લાહ તઆલાએ જે પણ ચીજો મૂકી છે તે બધી જ સારી છે. અલબત્ત, એ નેઅમતો અને ભાવનાઓના ઉપયોગનો જે ઈખ્તિયાર કે અધિકાર બંદાને આપવામાં આવ્યો છે, એમાં ગલત તરીકો અપનાવીને બંદો ગુનાહગાર થઈ જાય છે અને તે લાગણી–ભાવના તેના માટે મલામતને પાત્ર બની જતી હોય છે. દાખલા તરીકે અલ્લાહ તઆલાએ પૈસોટકો આપ્યો હોય અને ખર્ચ કરવાનો જઝબો પણ આપ્યો હોય તો આ એક સારો જઝબો (ભાવના) છે. જો નેક કામોમાં ખર્ચ થાય તો એ નેઅમતમાં બરકત થશે, આખિરતમાં જન્નત મળશે, જે ઝિંદગીનો અસલ મકસદ છે અને દુનિયામાં પણ દિલી સંતોષ તથા નેકનામી મળશે. જો ખર્ચ કરવાના આ જ જઝબાને ગુનાહિત કૃત્યો તરફ વાળી દીધો અથવા બેકાર વેડફી નાખ્યો તો માલમાં બેબરકતી થશે, દુનિયામાં તંગી અને પરેશાનીનો સામનો કરવો પડશે અને આખિરતમાં ફૂઝુલખર્ચીની સઝા મળશે.

આ જ પ્રમાણે સારાં સારાં કપડાં પહેરવાં પણ એક સુંદર જઝબો છે. કપડાં પહેરીને નમાઝ માટે અલ્લાહ તઆલાની સામે ઊભા થવાની ફઝીલત આવી છે અને એ જ પ્રમાણે ખૂબસૂરતીની ફઝીલત પણ અગાઉ આવી ગઈ કે અલ્લાહ તઆલા જમાલ (ખૂબસૂરતી)ને પસંદ ફરમાવે છે અને આ પણ આ પૂર્વે આવી ગયું કે અલ્લાહ તઆલા પોતાની નેઅમતની અસર પોતાના બંદાઓ ઉપર જોવાનું પસંદ ફરમાવે છે. મતલબ કે અલ્લાહ તઆલાએ જો સારાં કપડાંની નેઅમત આપી છે તો એને રાખી ન મૂકે. કાં તો ખયરાત કરીને આખિરતમાં જમા કરાવી દે, કાં તો પોતે પહેરે, જેથી અલ્લાહ તઆલા ખૂશ થાય. નમાઝના સમયે સારાં કપડાં પહેરીને અલ્લાહ તઆલાની હુઝૂરમાં ઊભા થવું જોઈએ.

એ જ પ્રમાણે અલ્લાહ તઆલાની રઝામંદી પ્રાપ્ત કરવાના નેક હેતુસર પોતાના પતિઓની સામે સારાં સારાં કપડાં પહેરવાં પણ નેકીનું કામ છે, પરંતુ આ જ જઝબાને ગયરુલ્લાહ માટે ઉપયોગ કરવો, એટલે કે અવરતોમાં પોતાની મોટાઈ બતાવવા માટે કપડાંનું પ્રદર્શન કરવું અત્યંત ખરાબ છે, જેની વઈદ આ પહેલાં આવી ગઈ કે :

"રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે કોઈ દુનિયામાં દેખાડો કરવા અને નામના મેળવવા માટે કપડાં પહેરશે, તો અલ્લાહ તઆલા એને કિયામતમાં ઝિલ્લતનો લિબાસ પહેરાવશે અને પછી તેમાં દોઝખની આગ લગાવી દેશે."

બીજી એક હદીષમાં એવા માણસ માટે પણ વઈદ આવી છે, જે એવું કામ કરે, જેના પર લોકોની આંગળીઓ ઊઠે, કારણ કે આ સઘળી તકબ્બુરની વાતો છે અને તકબ્બુર વિષે ઘણી જ ભારે વઈદ આવી છે :

"રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જેના દિલમાં રાઈના દાણા બરાબર પણ તકબ્બુર હશે તો તે જન્નતમાં દાખલ થશે નહિ."

નામહરમ પુરુષોની સામે આવો લિબાસ પહેરીને નીકળવું અને પોતાની ઝીનત તથા શણગારનું પ્રદર્શન કરવું ઘણી બેહયાઈ અને મહા ગુનાહની વાત છે. અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَقَرْنَ فِيْ بُيُوْتِكُنَّ وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ

الْجَاهِلِيَّةِ الْأُوْلَى - (سورة الاحزاب)

**વ કર્ન ફી બુયૂતિકુન્ન વલા તબર્રજ્‌ન તબર્રુજલ જાહિલિય્યતિલ ઊલા**

અર્થ : "(હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પત્નીઓ !) તમે પોતાના ઘરોમાં ટકીને રહો અને પ્રાચીન જહાલતયુગની જેમ શણગારનું પ્રદર્શન કરતી ન ફરો."

એટલે કે પોતાની ઝીનત અને શણગાર તથા બદનનો આકાર અને અંગો–ઉપાંગો ગેર મહરમોને દેખાડશો નહિ, જેથી પુરુષોના દિલોમાં ખરાબ વિચારો ઉત્પન્ન થવા માંડે (અને એમનો કામાગ્નિ ભભૂકવા માંડે) કારણ કે હદીષે પાકમાં છે કે :

"આંખો પણ ઝિના કરે છે અને જોવું એ આંખોનો ઝિના છે અને દિલ પણ ઝિના કરે છે અને અવરતોને નિહાળીને ખરાબ વિચારો ઉત્પન્ન થવા એ દિલનો ઝિના છે."

જરા વિચારો, મુખ અને શરીરની બનાવટ એ જ તો અવરતની ઝાતી ઝીનત અને સૌંદર્ય છે. બીજા નંબરે કપડાંની ઝીનત છે. વિશેષરૂપે ચોમેર પ્રસરનારી ખૂશ્બૂ લગાવી હોય તો ઝીનતમાં ઔર વધારો થઈ જાય છે. આ વિષે હદીષ શરીફમાં આવ્યું છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

اَيُّمَا امْرَأَةٍ اِسْتَعْطَرَتْ فَمَرَّتْ عَلٰى قَوْمٍ

لِيَجِدُوْا مِنْ رِيْحِهَا فَهِيَ زَانِيَةٌ -

**અય્યમમ્રઅતિન્ ઇસ્તિઅ્તરત્ ફ-મર્રત્ અલા કવ્મિન્**

**લિયજિદૂ મિન રીહિહા ફ-હિય ઝાનિયતુન.**

અર્થ : "જે કોઈ અવરત એવી ખૂશ્બૂ લગાવીને લોકો પાસેથી પસાર થાય છે કે જે ખૂશ્બૂને લોકો સૂંઘી શકે છે તો તે અવરત ઝાનિયહ–વ્યભિચારિણી છે."

અન્ય એક હદીષમાં છે કે :

"કોઈ અવરતે ખૂશ્બૂ લગાવીને મસ્જિદે આવવું નહિ. ખૂશ્બૂ લગાવીને આવનાર અવરતની નમાઝ ત્યાં સુધી કબૂલ થતી નથી, જ્યાં સુધી કે ઘરે જઈને ખૂશ્બૂ ધોઈ ન કાઢે."

આ હદીષોથી અંદાજો લગાવો કે જ્યારે મસ્જિદે જવા માટે ખૂશ્બૂની મનાઈ છે તો આવી હાલતમાં બજારોમાં નીકળવું અને વિહરવું કેટલો ભયાનક અને ભયંકર ગુનાહ હશે ?

હવે કોઈ નેક અવરત ભલે પોતાનું દિલ ખૂશ કરવા માટે બલ્કે અલ્લાહ તઆલાની ખૂશ્નૂદી (પ્રસન્નતા) માટે એવો લિબાસ પહેરીને ઘરની બહાર નીકળે છે, જેનાથી એના બદનનાં અંગો–ઉપાંગો જાહેર થતાં હોય, ચાહે કપડું બારીક અને પાતળું હોવાને કારણે યા લિબાસ તંગ અને ચુસ્ત હોવાને કારણે બદનનો આકાર જાહેર થતો હોય, પણ પુરુષોની (કાતિલ) નજરો તો એના પર પડશે જ (અને પડશે જ). અવરતની નેક નિય્યતી એ નજરોને રોકી શકવાની નથી. જાહેર છે કે નામહરમ પુરુષો બધાં ઈન્સાન જ છે, ફરિશ્તા તો નથી કે એમનામાં ગુનાહનું તત્ત્વ જ ન હોય. ઉપરાંત, આ ઈન્સાનોમાં પણ એવા કેટલા હોય છે જે નજર નીચી રાખીને ચાલે છે ? હજારોમાં એક હશે, બાકીના સઘળા ઈન્સાનો તેમને (પેટ ભરીને) જુએ છે. આપની નિય્યત ગમે તેટલી નેક અને સાફ હોય, પરંતુ દુનિયા ગુનેહગાર હોય છે અને તે પોતાની આંખો તથા પોતાના દિલોથી આપની સાથે બેહયાઈનું કામ કરે છે. તમે આવું કરવાનો એમને મોકો આપો છો. આ કારણે ગુનાહમાં તમે બંને શરીક છો, કારણકે હદીષે પાકમાં દેખનાર અને દેખાડનાર બંને પર લા'નત કરવામાં આવી છે. અલબત્ત, કોઈ પુરુષ મકાનમાં બેઠેલી સ્ત્રીને કોઈ છિદ્રમાંથી છૂપાઈને જુએ તો કહેવાશે કે માત્ર જોનારને ગુનાહ થાય છે. આ મુદ્દા પર જરા વિચારો કે શું શયતાને આ બેહયાઈ પર નેક નિય્યતોનો પડદો નાખી દીધો નથી ?

હદીષે પાકમાં છે કે ઈમાન અને હયા બંને સાથે સાથે છે. બીજી એક હદીષ છે :

اَلْحَيَاءُ شُعْبَةٌ مِّنَ الْإِيْمَانِ

**અલ હયાઉ શુઅબતુમ મિનલ ઈમાન**

અર્થ : "હયા–શરમ ઈમાનની એક શાખા છે–ઈમાનનો એક વિભાગ છે."

સાથે સાથે હોવાનો મતલબ આ છે કે એકના ન હોવાથી બીજો પણ વિદાય થઈ જાય છે.

કોઈ ઈમાનદાર અવરત કેવી રીતે પસંદ અને સહન કરી શકે છે કે કોઈ પુરુષ એના પ્રત્યે યા એની પુત્રીના પ્રત્યે ખરાબ વિચાર દિલમાં લાવે ? જુઓ, નરમીથી વાત કરવી, મીઠાશભરી વાતચીત કરવી કેવી સારી વાત છે; પરંતુ સ્ત્રીવર્ગની આબરૂ અને પુરુષોના દિલોની હિફાઝત ખાતર કુર્આને પાકમાં પુરુષોની સાથે પરદામાં રહીને જરૂરી વાતચીત કરતી વખતે પણ નરમીથી વાત કરવાની મનાઈ કરવામાં આવી છે.

એક હદીષ શરીફમાં અવરતની અવાજને પણ પરદાની ચીજ ફરમાવવામાં આવી છે. અવરતનો પોતાનો અવાજ તો મોટી (અને દૂરની) વાત છે, અવરતના ઘરેણાંના અવાજથી પણ હિફાઝત ફરમાવવામાં આવી છે.

આ બધી કુર્આન અને હદીષની વાતો છે અને આપ જેવી શરીફ, દીનદાર તથા કુર્આનને માનનારી સ્ત્રીઓ માટે આ વાતો છે, નહિતર જડ, નિશ્ચિેતન અને બે–હિસ માટે તો કશું જ નથી.

અલ્લાહ તઆલાએ પુરુષો અને સ્ત્રીઓનું સર્જન કર્યું. તે જ ઝાત એમની ભાવનાઓ, જરૂરતો અને બેહતરી તથા નુકસાનની વાતોને

સંપૂર્ણપણે જાણે છે. જેમ કે ફરમાને ઈલાહી છે :

إِنَّهُ عَلِيمٌ بِذَاتِ الصُّدُورِ -

**ઇન્નહૂ અલીમુમ બિઝાતિસ્સુદૂર**

અર્થ : "તે દિલોનાં ભેદને સારી પેઠે જાણે છે." અને ફરમાવ્યું :

أَلَا يَعْلَمُ مَنْ خَلَقَ وَهُوَ اللَّطِيفُ الْخَبِيرُ

**અલા યઅલમુ મન ખલ-ક વ હુવલ્લતીફુલ ખબીર.**

અર્થ : "શું તે જ ન જાણે, જેણે સૌને પેદા કર્યા છે, અને તે જ તો છે ભેદોને જાણનાર (અને) ખબરદાર."

નેક સ્ત્રીઓની નિય્યત તો નેક અને સાફ જ હોય છે, પરંતુ નફસ અને શયતાન તો નેક નથી અને આ બંને દરેક માણસની જોડે છે. આ જ કારણે પવિત્ર શરીઅતે એમની જ બુરાઈથી બચવા માટે નેક લોકોને હિફાઝતી તદબીરો–યુક્તિઓ અપનાવવાનો હુકમ દીધો છે. જેમ કે હદીષ શરીફમાં સૌથી વધુ મુત્તકી–પરહેઝગાર અને પાક લોકોનો બનાવ આ મુજબ છે :

એકવાર હઝરત રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે આપની બે પુનિત પત્નીઓ–હઝરત ઉમ્મે સલ્મા (રદિ.) અને હઝરત મયમૂનહ (રદિ.) બેઠેલાં હતાં. આ પ્રસંગે એક સહાબી આવી પહોંચ્યા, જેમનું નામ હઝરત અબ્દુલ્લાહ (રદિ.) હતું અને તેઓ આંખે અંધ હતા. જ્યારે તેઓ રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે ચાલ્યા આવ્યા, તો પુનિત પત્નીઓએ એમને ના–બીના (નયનહીન) સમજીને પરદો ન કર્યો. હઝરત રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "તમે બંને એમનાથી પરદો કરો." હઝરત ઉમ્મે સલ્મા (રદિ.)એ અરજ ગુઝારીઃ

"યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! શું તેઓ ના–બીના નથી ? અમને તો તેઓ જોઈ શકતા નથી." ઈરશાદ થયો : શું તમે બંને પણ આંધળી છો ? તમે એમને જોઈ રહયાં નથી ?"

બહેનો ! જરા વિચારો, એક તરફ રસૂલે મકબૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નાં અઝવાજે મુતહ્હરાત (પુનિત પત્નીઓ) હતાં, જેમનો કુર્આન શરીફમાં ઉમ્મહાતુલ મુઅમિનીન–મુસલમાનોની માતાઓ તરીકે ઉલ્લેખ કરાયો છે અને બીજી તરફ એક નેક સહાબી હતા અને તે પણ આંધળા ! ખરાબ નિય્યતનો ભય પણ ન હતો. તેમ છતાં રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પરદો કરાવ્યો. તો આજકાલ જ્યારે કે ખરાબ અને નીચા વિચારવાળાઓની સંખ્યા ઘણી મોટી છે, પરદાની પાબંદી કરવી–કરાવવી કેટલી જરૂરી છે ?

એક હદીષમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :"જ્યારે કોઈ પરાયો મર્દ (નામહરમ) કોઈ અવરતની સાથે એકાંતમાં હોય છે તો ત્યાં જરૂર ત્રીજો શયતાન પણ હોય છે."

બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે જો એક જગ્યાએ રાબિઅહ બસરિય્યહ (રહ.) જેવી વલિય્યહ હોય અને હઝરત જુનૈદ (રહ.) જેવા બુઝુર્ગ હોય તો ત્રીજો, શયતાન ત્યાં હશે.

હવે આવી નિષ્કાળજી રાખનારાઓ–જે સામાન્યપણે નમાઝ સુદ્ધાં પઢતા નથી–તેવા લોકો બા–અખ્લાક, સંસ્કારી અને શરીફ કહેવાય છે, પરંતુ શરીઅતની ભાષામાં આ લોકો બદમાશ, ફાસિક, ફાજિર (લંપટ અને દુરાચારી) કહેવાય છે. અહિંયા અમારી સંબોધિત, અમારી મુખાતબ શરીઅતને જ માનનારી સ્ત્રીઓ છે. જે લોકો શરીઅતને શરાફત અને સજ્જનતાનો માપદંડ માનતા નથી, તેમણે પ્રથમ પોતાના ઈમાનની ખૈર મનાવવી જોઈએ,

પોતાના ઈમાનની ફિકરચિંતા કરવી જોઈએ.

આ સઘળી વાતો તે ઝીનત અને શોભાશણગાર વિષે છે, જેમને અપનાવવું મહરમોની સામે જાઈઝ છે, કારણ કે મહરમોની સામે માત્ર સતરને છુપાવવાનો હુકમ છે, એટલે કે નગ્ન લિબાસ પહેરવો તો મહરમોની સામે પણ જાઈઝ નથી. મહરમોની સામે ચહેરો, હથેળી અને ઝીનતને જાહેર કરવાં જાઈઝ છે અને નામહરમોની સામે સતરને છુપાવવા ઉપરાંત હિજાબ એટલે કે પરદો કરવાનો વિશિષ્ટ હુકમ કુર્આન શરીફમાં છે, જેમાં ચહેરા અને બધી જ ઝીનત છુપાવવાનો હુકમ છે, જેના માટે બુરખો યા ઘૂંઘટવાળી મોટી ચાદર વાપરવામાં આવે છે, કારણ કે આ હિજાબ અને પરદો માત્ર બહાર નીકળવા અને નામહરમોની સામે જવા માટે હંગામી રીતે હોય છે. બીજા વખતોમાં આસાનીથી ઉતારી શકાય છે અને સતરને છુપાવવું તો દરેક હાલતમાં જરૂરી છે.

અત્રે આ વાતનો પણ ખ્યાલ રહે કે બુરખા યા ચાદર ભપકાદાર અને આકર્ષક ન હોવાં જોઈએ. સાદાં હોવાં જોઈએ, તો જ મકસદ પૂરો થશે. બુરખા અને ચાદરનો મકસદ ઝીનતને છુપાવવાનો છે. અર્થાત્ ચહેરા, હાથ, ખૂબસૂરત કપડાં અને શરીરના આકારને છુપાવવાનો છે. બુરખો સતરને છુપાવવા માટે નથી. સતર તો પહેલેથી જ પહેરેલાં કપડાંમાં છુપાયેલું રહે છે. ઉપરથી બીજું કપડું કોઈ બીજી જરૂરત માટે છે અને તે જરૂરત હિજાબ તથા પરદો છે કે જેથી લોકોની નજરો, નામહરમોની નજરો ઝીનત અને શોભાશણગાર પર પડવા ન પામે. જો બુરખાને જ આકર્ષક બનાવી દેવામાં આવે તો શો લાભ ? જેમ કે તડકામાં છત્રી એટલા માટે ઓઢવામાં આવે છે કે જેથી સૂર્યના કિરણો ચહેરા પર ન પડે. હવે જો કોઈ બેવકૂફ છત્રી પર કપડાને બદલે કાચ લગાવી લે તો પહેલાંથી વધુ કિરણો અંદર આવશે અને જો

કાચ પણ બિલોરી યા અગ્નિયુક્ત હોય તો મજા જ પડી જાય કે આખું બદન જ સળગી ઊઠશે ! જો બુરખો પણ નજરોને લોભાવનાર અને આકર્ષક બનાવવામાં આવે કે જેણે ન જોયું હોય તે જુએ તો શું લાભ ? વળી, કેટલીક અવરતો પિંડલીઓ નજરે પડે એટલો ઊંચો બુરખો પહેરે છે તો કેટલીક હાથ બહાર કાઢીને ચાલે છે. કેટલાંક બુરખા તો કોટની જેવાં બનવા માંડયાં છે, બલકે શીરવાની જેવા ચુસ્ત બનાવવામાં આવે છે. આ કારણે જે બેદિન–અધર્મી લોકો છે, જેમને પડદાનો અને શરીઅતનો હુકમ તો માનવો નથી, તેઓ આ ફુઝૂલ બુરખાને પણ છોડી રહયા છે. જે ચીજમાંથી રૂહ અને હકીકત નીકળી જાય છે તે ચીજ વધુ સમય સુધી ચાલી શકતી નથી. આ ફેશનેબલ બુરખા શરીઅતથી બગાવત કરવાની દાવત આપી રહયાં છે.

## તે ફેશન જે સતર છુપાવનાર અને ઢીલી હોવા છતાં દરેક હાલતમાં નાજાઇઝ છે

લિબાસ અને દરેક ચીજ વિષે દુનિયામાં અગણિત, વિવિધ રિવાજો અને તરીકાઓ અપનાવવામાં આવે છે અને આ એક ઉસૂલી તથા બુદ્ધિમાન્ય વાત છે કે દરેક માણસ ચાહે છે કે હું સારામાં સારો તરીકો અને રિવાજ અપનાવું. માનવતાના મહાન ઉપકારક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પણ આ જ હુકમ છે કે જે કામ કરો તે સારા તરીકાથી, સારી રીતે કરો. આ કારણે સારા ઢંગથી, સારી રીતે કામ કરવામાં સુન્નતની પેરવી અને સવાબ પણ છે.

દરેક વર્ગને પોતપોતાનો તરીકો પસંદ છે, જે પોતપોતાના દષ્ટિકોણ પ્રમાણે વિવિધ છે. કોઈ ચીજમાં દષ્ટાંતરૂપે લિબાસમાં જ એક સમયમાં આખી દુનિયાના તરીકાઓ, રીતભાતો અને ફેશનોને તો અપનાવી શકાય એમ નથી અને ન તો સૌને ખૂશ કરી શકાય છે, એ

કારણે દરેક અકલમંદ માણસ કોઈ તરીકો અપનાવવા માટે આ માપદંડ નજર સામે રાખે છે કે તે એવા લોકોનો તરીકો અપનાવે, જેમને તે પોતે બુદ્ધિમાન અને ઈઝઝતવાન સમજે છે. કોઈ પણ માણસ બેવકૂફ, નીચ, અપમાનિત અને લંપટ લોકોની ફેશન ધારણ કરવાનું પસંદ કરતો નથી.

હવે જોવાનું આ છે કે ઈઝઝતવાળા અને અક્કલવાળા લોકો કોણ છે ? અને બેવકૂફ, હલકટ અને નીચ લોકો કોણ છે ? આ વિષે દરેક માણસ જુદો જુદો ફેંસલો કરશે, ભિન્ન ભિન્ન અભિપ્રાય બાંધશે, પરંતુ અલ્લાહ તઆલા પર ઈમાન ધરાવનારાઓ માટે અલ્લાહ તઆલાનો ફેંસલો જ સૌથી વધુ ઠીક છે, કારણ કે એના જ હાથમાં, એના જ અંકુશમાં ઈઝઝત અને ઝિલ્લત–સન્માન અને અપમાન છે અને તે જ માનવબુદ્ધિનો સર્જનહાર છે. ઈઝઝત વિષે કુર્આનમાં ફરમાવી દેવાયું છે :

وَلِلّٰهِ الْعِزَّةُ وَلِرَسُوْلِهٖ وَلِلْمُؤْمِنِيْنَ

**વલિલ્લાહિલ ઇઝ્ઝતુ વ લિરસૂલિહી વલિલ મુઅમિનીન.**

અર્થ : "ઈઝઝત અલ્લાહ તઆલા માટે જ છે અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મુઅમિનો માટે છે."

હદીષ શરીફમાં છે કે, "ગેર મુસ્લિમોની કદર અલ્લાહ તઆલાની પાસે મચ્છરના એક પર જેટલીય નથી."

કુર્આને પાકમાં ફરમાંબરદારો વિષે ઠેક ઠેકાણે ફરમાવવામાં આવ્યું છે :

هُمْ اُولُوا الْاَلْبَابِ -

**હુમ ઊલુલ અલ્બાબ**

"માત્ર આ જ લોકો અક્કલવાળા છે."

અને નાફરમાનો વિષે ફરમાવ્યું :

اُولٰٓئِكَ كَالْاَنْعَامِ بَلْ هُمْ اَضَلُّ

**ઉલાઇ-ક કલ્અન્આમિ બલ હુમ અદલ્લુ**

"આ લોકો (અક્કલની દ્દષ્ટિએ) પશુઓ જેવા છે, બલકે એમનાથી પણ ઊતરતી કક્ષાના છે."

હવે દરેક માણસ સોચી–વિચારી લે કે જે નિતનવી અને ભાત ભાતની ફેશનો અપનાવવામાં આવે છે તેમાં કયા લોકોની નકલ ઉતારવામાં આવે છે અને આ ફેશનો કયા દેશોમાંથી આવી રહી છે ? આ સઘળી ફેશનો અલ્લાહ તઆલાના નાફરમાન લોકોના દેશોમાંથી આવી રહી છે, એટલે જ આ ફેશનોનાં નામ પણ અંગ્રેજી હોય છે. જેમ કે મેકસી, બ્લાઉઝ, પાટલૂન, સ્કાર્ફ (ઓઢણીના બદલે માથાનો નાનકડો રૂમાલ) અને અજીબ અજીબ સેન્ડલ...... વગેરે વગેરે.

આ લિબાસોને અપનાવવામાં ગેર મુસ્લિમોની સાથે મુશાબહત યા એકરૂપતા લાઝિમ આવે છે અને એમની નકલ થાય છે. એમની મુશાબહત અપનાવવા યા એમની નકલ ઉતારવા વિષે હદીષ શરીફમાં આવ્યું છે :

مَنْ تَشَبَّهَ بِقَوْمٍ فَهُوَ مِنْهُمْ

**મન તશબ્બ-હ બિકવ્મિન ફહુ-વ મિન્હુમ**

અર્થ : "જે માણસ કોઈ કૌમની મુશાબહત કે એકરૂપતા ધારણ કરે છે તો તે માણસનો સમાવેશ તે કૌમમાં જ થવા માંડે છે."

બિન મુસ્લિમોનો પોશાક પહેરનારની ગણના ગેર મુસ્લિમોમાં

જ થવા માંડે છે. કેટલી ખરાબ છે આ વાત ! ખાસ કરીને યહૂદીઓ અને ખ્રિસ્તીઓની મુશાબહતથી તો દરેક વાતમાં મનાઈ ફરમાવવામાં આવી છે. એક હદીષ શરીફમાં છે :

اِيَّاكُمْ وَلُبُوْسَ الرُّهْبَانِ فَاِنَّهٗ مَنْ تَزَيَّا بِهِمْ اَوْ تَشَبَّهَ فَلَيْسَ مِنِّىْ

**ઇય્યાકુમ વ લુબૂસર્રુહબાનિ ફઇન્નહૂ મન તઝય્ય-અ બિહિમ અવ તશબ્બ-હ ફ-લય્સ મિન્ની.**

અર્થ : "તમે પાદરીઓના લિબાસથી બચો, કારણ કે જે માણસ એમનો લિબાસ અથવા એમના જેવો લિબાસ અપનાવે છે તે અમારામાંથી નથી" (એટલે કે એનો અમારાથી કોઈ સંબંધ નથી).

હવે બતાવો, અલ્લાહ તઆલાના હબીબ અને ઈઝઝતમાં બેઉ જગતના બાદશાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જે વાતથી આવી નફરતોનો ઈઝહાર ફરમાવી રહયા હોય તેને અપનાવવાથી–તેનો સ્વીકાર કરવાથી કેવી રીતે ઈઝઝત મળી શકે છે ?

હઝરત અમ્માજીના વાલિદ હઝરત મવલાના મુહમ્મદ ઈલ્યાસ સા. (રહ.)નો ઈરશાદ છે, આપે એક મજલિસમાં ફરમાવ્યું :

"જરા વિચારો તો ! જે કૌમના આસમાની ઉલૂમ (હઝરત ઈસા અલયહિસ્સલામે ઉપદેશેલાં ઉલૂમ–વિદ્યાઓ)નો ચિરાગ, ઉલૂમે મુહમ્મદી (કુર્આન અને સુન્નત)ની સામે ઓલવાઈ ગયો, બલકે અલ્લાહ તઆલા તરફથી મન્સૂખ (નિરસ્ત અને રદબાતલ) કરી દેવાયો અને ડાયરેકટ એનાથી રોશની પ્રાપ્ત કરવાની સાફ મનાઈ ફરમાવી

દેવામાં આવી, તો એવી કૌમની ઈચ્છાઓ અને અપેક્ષાઓ (એટલે કે એમના દષ્ટિકોણો)ને કુર્આન અને સુન્નતની જ્યોતિર્ધર ઉમ્મતે મુહમ્મદિય્યહનું અપનાવી લેવું અને એને સહીહ કાર્યપદ્ધતિ સમજી લેવું અલ્લાહ તઆલાના નજીક કેટલું ખરાબ અને કેવું ગઝબ–કારક હશે ? ઉપરાંત, બૌદ્ધિક (અકલી) રીતે પણ આ વાત કેટલી ગલત છે કે મુહમ્મદી વહી મહફૂઝ હોવા છતાં ઈસાઈ પ્રજાઓનાં રંગઢંગ અને તરીકાઓ (ફેશનો)ની પેરવી કરવામાં આવે ! શું આ ઉલૂમે મુહમ્મદીની ભારે અવહેલના અને નાકદરી નથી ?''

## કાફિરોની ફેશનોની બુરાઇઓ

હકીકતમાં લિબાસ ઈન્સાનનો એક વિશિષ્ટ ગુણ છે. બીજા જાનદારોને આ નેઅમત મયસ્સર નથી અને એમનામાં એની પાત્રતા પણ નથી. બસ, નગ્નતા હોવી–પાશવી ગુણ સાબિત થયો. લિબાસનો મૂળ હેતુ અલ્લાહ તઆલાના આદેશપાલનમાં પોતાના બદન અને સતરને છુપાવવાનો છે. જેમકે આયતે શરીફહ–**યા બની આદ–મ કદ અન્ઝલ્ના અલયકુમ...** હેઠળ અગાઉ આ વિષે વર્ણન થઈ ચૂક્યું છે. ભલે, લિબાસથી શણગાર પણ પ્રાપ્ત થાય છે, પરંતુ તે બીજા નંબરે છે. બસ, લિબાસથી મૂળ હેતુ પ્રાપ્ત ન થયો તો તે બેકાર છે. લોક–વહેવારમાં ભલે એનો એ'તિબાર થતો હોય, પણ શરઈ દષ્ટિએ તે મો'તબર (વિશ્વનીય) નથી. આ ચર્ચા પછી હવે આપ સમજો કે કાફિરોની ફેશનોમાં અનેક પ્રકારની બુરાઈઓ છે :

**પ્રથમ,** સૌથી મોટી બુરાઈ આ જ છે જેનું ઉપર બયાન થયું કે એમાં અલ્લાહ અને આપણા દુશ્મનોની મુશાબહત (મળતાપણું) છે.

**બીજું,** સતર કે જેને મહરમોની સામે પણ છુપાવવું જરૂરી છે, તેને છુપાવવાનો મૂળ હેતુ જ માર્યો જાય છે. જેમ કે ગરેબાન, બાજૂઓ

અને પિંડલીઓનું ઉઘાડું રહેવું. આજકાલની ઢબે સાડી પહેરવામાં તો કમર અને પેટ પણ ખુલ્લાં રખાય છે અને કેટલાક લિબાસોમાં સતર તો પૂરું ઢંકાઈ જાય છે, પરંતુ એમાં શરીરનો આકાર અને બનાવટ જાહેર થવાથી હિજાબ અને પરદાના હુકમની નાફરમાની થાય છે, જેનું હદીષ શરીફમાં નગ્ન યા નિર્વસ્ત્ર તરીકે વર્ણન થયું છે. જેમકે સહીહ હદીષ શરીફમાં આવ્યું છે :

عَنْ اَبِیْ هُرَیْرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ قَالَ

قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ

صِنْفَانِ مِنْ اَهْلِ النَّارِ لَمْ اَرَهُمَا......

نِسَاءٌ كَاسِیَاتٌ عَارِیَاتٌ مُمِیْلَاتٌ

مَائِلَاتٌ رُؤُسُهُنَّ كَاَسْنِمَةِ الْبُخْتِ الْمَائِلَةِ

لَا یَدْخُلْنَ الْجَنَّةَ وَلَا یَجِدْنَ رِیْحَهَا

وَاِنَّ رِیْحَهَا لَتُوْجَدُ مِنْ مَسِیْرَةِ كَذَا وَكَذَا

(مسلم شریف صفحہ ۲۰۵)

અન અબી હુરયર-ત રદિયલ્લાહુ તઆલા અન્હુ કા-લ કા-લ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સિન્ફાનિ મિન અહલિન્નારિ લમ અ-રહુમા...નિસાઉન કાસિયાતુન આરિયાતુમ મુમીલાતુમ માઇલાતુન રુઉસુહુન્ન ક-અસ્નિમતિલ

**બુખ્તિલ માઇલતિ લા યદ્‌ખુલ્નલ જન્નત વલા યજિદ્‌ન રીહહા વ અન્ન રીહહા લતૂજદુ મિમ મસીરતિન કઝા વ કઝા.....**

તર્જુમહ : હઝરત અબૂ હુરયરહ (રદિ.) હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો પવિત્ર ઈરશાદ નકલ કરે છે કે "બે જમાઅતો જહન્નમી છે, જેમને મેં જોઈ નથી. [એટલે કે તે મારા પછી પેદા થશે, હજી સુધી તે પ્રગટ થઈ નથી. ત્યારબાદ એમના પૈકી એક જમાઅત વિષે આપ (સલ.)એ ફરમાવ્યું કે આ] તે સ્ત્રીઓ હશે જે ખુદ પુરુષોના મોહમાં પડી ગઈ હશે અને પુરુષોને (પોતાના શરીરની બનાવટ, આકાર અને જાત જાતનાં નાઝ–નખરાં વડે, અવનવી ઢબે અને નિતનવા ઢંગે) પોતાની તરફ આકર્ષનારી હશે. એમનાં માથાં બુખ્તી★ ઊંટોના ઢેકા જેવાં ઊંચા હશે, એક તરફ ઝુકેલાં–નમેલાં હશે (એટલે કે જે પ્રમાણે અમુક અવરતો ખાસ કરીને મિસરી અવરતોનાં માથાં પર વાળનાં ગુચ્છા–અંબોડા હોય છે તે પ્રમાણે એમનાં માથાં હશે). તે સ્ત્રીઓ જન્નતમાં દાખલ થશે નહિ, બલકે એમને જન્નતની ખૂશ્બૂ પણ સૂંઘવા મળશે નહિ, હાલાંકે એની ખૂશ્બૂ આટઆટલા અંતરેથી (એટલે કે પાંચસો માઈલ દૂરથી) સૂંઘી શકાશે."

ઈમામ નવવી (રહ.) આ હદીષના વિવરણમાં ફરમાવે છે કે બેશક, આ હદીષ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નુબુવ્વતના મુઅજિઝાઓમાંથી છે અને સહીહ–સચોટ ભવિષ્યવાણી છે. આપે જે પ્રમાણે ઈરશાદ ફરમાવેલું તે જ પ્રમાણે થયું. આ પ્રકારની સ્ત્રીઓ આપણા યુગમાં પણ મવજૂદ છે. ઉપરાંત, ઈમામ નવવી (રહ.)એ (હદીષમાં આવેલા) "આરિયાત" (નગ્ન સ્ત્રીઓ) શબ્દનાં બીજાં અનેક ભાવાર્થ તારવ્યાં છે.

વિચારવા લાયક વાત છે કે હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ

★ ઊંટની એક મશહૂર જાતિ છે.

વસલ્લમ)ની આ ભવિષ્યવાણી વર્તમાન ફેશનો રૂપે આ જમાનામાં કેવી જાહેર થઈ રહી છે ?

**ત્રીજું**, આ ફેશનો અપનાવવામાં માલ ઘણો જ બરબાદ થાય છે, કારણ કે કિંમતી કપડાં માત્ર બે-ત્રણ વાર પહેરવાની નોબત આવે છે કે એવામાં દુશ્મનો તરફથી ફેશન બદલાય જાય છે અને તે કપડાં બેકાર થઈ જાય છે. આ અલ્લાહ તઆલાની નેઅમતની ઘણી જ નાકદ્રી, નાશુક્રી અને ફુઝૂલખર્ચી છે. આ રીતે બેકાર અને ફુઝૂલ ખર્ચ કરનારાઓનો કુર્આનમાં શયતાનનાં ભાઈ તરીકે ઉલ્લેખ કરાયો છે.

આ કપડાંઓને કારણે જ શવહરોની સાથે ઝઘડા-ટંટા, કલેહ-કંકાશ, પરસ્પર હસદ અને કપટ, દુનિયાની લાલચ અને કર્ઝની મુસીબત જેવી બુરાઈઓ ઉત્પન્ન થાય છે, કારણ કે આ બધું પોતાની મોટાઈ અને પ્રભાવ જાહેર કરવા માટે ઈખ્તિયાર કરવામાં આવે છે. આ રોગ ધાર્મિક તથા સામાજિક ખરાબીઓનું મૂળ છે.

## ☆ અંતિમ ગુઝારિશ ☆

હે બીબીઓ ! અલ્લાહ તઆલા અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બીબીઓની ઘણી મોટી ફઝીલત બયાન ફરમાવી છે. પોતાના લિબાસો પર વિચાર કરીને શરીફ અને દીનદાર અવરતોની ફેશન અને પહેરવેશ ધારણ કરો. ઝીનત અને બનાવ-શણગારથી તમને કોઈ રોકતું નથી, પરંતુ અલ્લાહ તઆલાની પસંદ અને સુન્નત પ્રમાણેની ઝીનત અપનાવો, જેથી અલ્લાહ તઆલા તમને પોતાના મહબૂબ બનાવી લે. જ્યારે અલ્લાહ તઆલા તમને પસંદ કરશે-તમને પોતાના મહબૂબ બનાવશે તો તમારા ગુનાહોને માફ ફરમાવી દેશે અને તમારા દરજ્જાઓ બલંદ ફરમાવશે, જેમ કે અલ્લાહ તઆલા ફરમાવે છે :

قُلْ إِنْ كُنْتُمْ تُحِبُّونَ اللّٰهَ فَاتَّبِعُونِي

يُحْبِبْكُمُ اللّٰهُ وَيَغْفِرْ لَكُمْ ذُنُوبَكُمْ

**કુલ ઈન કુન્તુમ તુહિબ્બૂનલ્લા-હ ફત્તબિઊની યુહબિબ કુમુલ્લાહુ વ યગ્ફિર લકુમ ઝુનૂબકુમ**

[અર્થ : (હે નબી ! સલ.) આપ ફરમાવી દો કે જો તમે અલ્લાહ તઆલાથી મુહબ્બત રાખો છો તો તમે મારા પંથે ચાલો કે જેથી અલ્લાહ તઆલા પણ તમારાથી મુહબ્બત કરે અને તમારા ગુનાહો માફ કરી દે.]

હે બીબીઓ ! આપને સારાં કપડાં પહેરવાની કોઈ મનાઈ કરતું નથી. બસ, પહેરવેશમાં અમુક વાતોનો ખ્યાલ કરીને અલ્લાહ તઆલાને રાજી કરી લો અને એની નારાઝગીથી બચીને દીન તેમ જ દુનિયાની કામિયાબી પ્રાપ્ત કરી લો.

સર્વપ્રથમ તો કપડાં પોતાની તવફીક અને શકિત મુજબ ખરીદો. પોતાની શકિતથી વધુ ખરીદીને પરેશાની અને મૂંઝવણમાં ન પડો.

બીજું, લિબાસની ફેશન પવિત્ર શરીઅતની વિરુદ્ધ ન હોવી જોઈએ, એટલે કે લિબાસ લંબાઈમાં આખા બદનને ઢાંકનારો– છુપાવનારો હોવો જોઈએ અને બાંયો આખી હોવી જોઈએ. માથાનાં વાળ દેખાય આવે એટલી બારીક ઓઢણી ઓઢવી નહિ. કુરતો વગેરે એટલું તંગ ન હોવું જોઈએ કે જેનાથી બદનની બનાવટ અને આકાર લોકોની નજરે પડે.

કોઈ પણ લિબાસ પુરુષો અને બિન મુસ્લિમોના લિબાસથી મળતો ન આવવો જોઈએ. આ બંને ચીજો આજે ઘણી જ પ્રચલિત બની

રહી છે. સ્ત્રીઓ પુરુષોની જેમ પાટલૂન અને ઈસાઈઓ તથા યહૂદીઓનાં નગ્ન લિબાસ પહેરવાં માંડી છે. હદીષે પાકમાં છે કે, ''અલ્લાહ તઆલાની લા'નત (વરસે) છે તે સ્ત્રીઓ પર, જે પુરુષોની મુશાબહત યા એકરૂપતા ધારણ કરે છે.''

એ જ પ્રમાણે લિબાસમાં ખૂશ્બૂ લગાડીને બહાર ન નીકળો અને દેખાડો કરવાના આશયે, લોકોને બતાવવાની નિય્યતે લિબાસ ન પહેરો.

બસ, આ શરતો અને નીતિ–નિયમોને નજર સામે રાખી, પોત–પોતાની પસંદ, જરૂરત અને પોતાના ખાનદાની તરીકા મુજબનો મન ચાહે તે લિબાસ પહેરો. અલ્લાહ તમારા પર પોતાની નેઅમતો અને બરકતો પૂરી ફરમાવે (એવી દુઆ છે). પવિત્ર શરઅતે કોઈ રંગ અને યૂનિફોર્મ નક્કી કર્યાં નથી. માત્ર ઉપર વર્ણવેલા નિયમો બતાવી દીધાં છે. આ નિયમોની હદમાં રહીને પોતાનાં મનપસંદ લિબાસ બનાવી–બનાવડાવી લો. તમે ખુદ્દાર બનો. તમારે કમીનહ– હલકા અને લંપટ લોકોની નકલ ઉતારવાની શી જરૂરી છે ? બલકે પોતાની નીતિ–રીતિ, ચાલઢાલ અને હેસિયતની પાબંદી કરો. કયાંક એવું ન બને કે જેમ જેમ દુનિયામાં નિતનવાં ફેશનેબલ લિબાસ આવતા રહે તેમ તેમ તમે પણ એના જીવલેણ વહેણમાં તણાવા અને ખેંચાવા માંડો. આ અત્યંત નીચ અને હલકી વાત છે, ખાસ કરીને દીનદાર અને શરીફ કુટુંબોમાં આવા ફેશનેબલ વસ્ત્રોનો વજૂદ તો અત્યંત અફસોસજનક બીના છે :

لَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ

**લા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ**

અત્રે એક અન્ય વાત પણ સાંભળી લો કે દીનધર્મમાં મૂળ ખૂબી અને ફઝીલતની વાત તો સાદગીભર્યું જીવન અને મામૂલી પ્રકારના તથા

ઓછામાં ઓછા પ્રમાણના લિબાસ પર સંતોષિત રહેવું છે. અહિંયા સુધી કે લિબાસ પુરાણો થઈ જાય તો એને છોડવો ન જોઈએ. એમાં થીંગડા લગાવી લગાવીને થોડાંક દિવસનું આ ક્ષણભંગુર જીવન વિતાવી દેવું જોઈએ, જેથી સુન્નતની પેરવી સંપૂર્ણપણે નસીબ થાય અને હંમેશાના જીવનમાં ઊંચા અને ઉમદા પ્રકારના લિબાસ પહેરવાં મળે. જેમ કે કિતાબની શરૂઆતમાં આયતે કરીમહ "વ લિબાસુત્તક્વા ઝાલિ–ક ખૈર"ના વિવરણમાં આને લગતી ચર્ચા પણ થઈ ચૂકી છે.

હદીષે પાકમાં સાદગી અને જીર્ણશીર્ણ સ્થિતિનો પણ એક ઈમાની રંગ તરીકે ઉલ્લેખ થયો છે. હઝરત અબૂ ઉમામહ (રદિ.) અયાસ ઈબ્ને અસ્‌લબહ (રદિ.)થી રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે,"શું તમે સાંભળતા નથી ? શું તમે સાંભળતા નથી ? (એટલે કે સાંભળો, ધ્યાનપૂર્વક સાંભળો અને યાદ રાખો કે) સાદગી અને જીર્ણશીર્ણ યા ચીંથરિયા હાલત પણ ઈમાનનો એક ભાગ છે." આપે આ વાત અનેકવાર ઈરશાદ ફરમાવી. (સુનને અબૂ દાઊદ)

એટલે કે જાહેરી સાદગી અને જર્જરિત હાલત તેમ જ શોભા–શણગાર પ્રત્યે બેફિકરી અને ઉદાસીનતા આંતરિક ઈમાની કેફિયતથી પણ ઉત્પન્ન થાય છે અને આ ઈમાનનો જ એક અંશ અને એક રંગ છે.

બીજી હદીષમાં હઝરત મઆઝ ઈબ્ને અનસ (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે બંદો ઉચ્ચ અને મૂલ્યવાન લિબાસની શકિત હોવા છતાં નમ્રતા અને ખાકસારી ખાતર એનો ઉપયોગ ન કરે (અને સાદો તથા મામૂલી લિબાસ જ પહેરે) તો અલ્લાહ તઆલા એને કિયામતના દિવસે બધી મખ્લૂકની સામે બોલાવીને આ અધિકાર આપશે કે તે ઈમાનના

જોટાઓમાંથી જે જોટો પણ પસંદ કરે તે પહેરી લે. (મઆરિફુલ હદીષ)

એક હદીષમાં છે કે એકવાર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વસિય્યત ફરમાવી કે હે આયશા ! (રદિ.) જો તું (આખિરતમાં) મને મળવા ચાહતી હોય તો દુનિયામાં તારા માટે એટલો સામાન પૂરતો હોવો જોઈએ, જેટલો સામાન મુસાફિર પોતાની સાથે લઈને સફર કરે છે અને માલદારોની પાસે બેસવાથી તું પરહેઝ કર તથા કોઈ કપડાને જૂનુંપુરાણું સમજીને ત્યાં સુધી છોડીશ નહિ, જ્યાં સુધી કે એને થીંગડું લગાડી તું પહેરી ન લે.

હઝરત ઉર્વહ ઈબ્ને ઝુબૈર (રદિ.) ફરમાવતા કે વહાલા માસી આ નસીહત પર અમલ કરીને ત્યાં સુધી નવાં કપડાં બનાવતાં ન હતાં, જ્યાં સુધી કે પહેલાં બનાવેલાં કપડાંને થીંગડું મારીને પહેરી લેતાં ન હતાં અને જયાં સુધી કે એ ખૂબ જુનું–પુરાણું થઈ ન જતું.

આ બધું એ કારણે ન હતું કે એમને કંઈક જ મયસ્સર ન હતું. કેમ કે અમ્માજી (રદિયલ્લાહુ તઆલા અન્હા)ની પાસે તો માલ વિપુલ પ્રમાણમાં આવતો હતો, જેને આપ અલ્લાહના માર્ગમાં ખયરાત કરી દેતાં હતાં. (આપણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પુનિત પત્નીઓ, આપની સુપુત્રીઓ અને અલ્લાહ તઆલાની નેક બંદીઓનું જીવનચરિત્ર : "હિકાયાતે સહાબા (રદિ.)" ,"ફઝાઈલે સદકાત" અને હઝરત મવ. આશિક ઈલાહી સા. બુલંદશહરીની કિતાબો : "ઉમ્મતકી માએઁ" ,"હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમકી સાહિબઝાદિયાં", "ખવાતીનકે લિએ બીસ સબક" વગેરે કિતાબોમાં વાંચવું જોઈએ. આ કિતાબમાં પણ મજકૂર કિતાબોની જ રિવાયતો ટાંકી છે.)

એકવાર એક સજ્જન હઝરત આયશા (રદિયલ્લાહુ તઆલા અન્હા)ની પાસે આવ્યા. તે વેળા હઝરત આયશા (રદિ.)ની બાંદી પણ ત્યાં જ હતી, જેણે પાંચ દિરહમનો કુરતો પહેરેલો હતો. ફરમાવ્યું

કે મારી પાસે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના જમાનામાં આ જ પ્રકારનો એક કુરતો હતો. મદીનહ મુનવ્વરહમાં જ્યારે કોઈ અવરતની શાદી થતી તો મારી પાસે માણસ આવતો કે બે–ચાર દિવસ માટે પોતાનો કુરતો દો.

વર્તમાન યુગની માનવંત વ્યક્તિ કુત્બુલ અકતાબ હઝરત શયખુલ હદીષ (મવલાના ઝકરિય્યા કાંધલવી) નવ્વરલ્લાહુ મર્ક–દહૂ ફરમાવે છે :

"જો હકીકતમાં જરૂરત હોય તો જહેઝ (દહેજમાં) જરૂરત મુજબ વાસણો દેવામાં તો વાંધો નથી અને ઝવેરાત દેવા પસંદનીય છે, આ શર્તે કે એમાં માલ–મૂલ્ય વધુ હોય અને ઘડામણ ઓછી હોય, જેથી સંકટ સમયે છોકરીઓના ખપ લાગે. એમને પોતાની શકિત મુજબ જરૂર આપવું જોઈએ.

અલબત્ત, દહેજમાં અપાતા કપડાં–લત્તાનો હું સખત વિરોધી છું, કારણ કે તે ઉમદા–ઉમદા, મૂલ્યવાન કપડાં ઘરમાં પહેરવા લાયક તો હોતાં નથી. પેટી કે સૂટકેશની શોભા બનીને સડી અને બગડી જાય છે. એકાદ–બે જોડી કપડાં કિંમતી પણ બનાવી લેવાય તો પણ કશો વાંધો નથી, કારણ કે બહાર આવવા–જવામાં એનો ઉપયોગ થઈ શકે છે, પરંતુ થોકબંધ કિંમતી અને ઉમદા લૂંગડાં તો ફુઝૂલખર્ચી અને માલની બરબાદી સિવાય કંઈ જ નથી."

આપણી શરીઅતમાં જરાય સખતાઈ અને કઠોરતા નથી, એ કારણે માત્ર તે જ વાતોની મનાઈ કરવામાં આવી છે, જે આપણા માટે હળાહળ નુકસાનકારક હોય, નહિતર ફઝીલતની ચીજોમાં માત્ર તરગીબ યા પ્રેરણાનું પાસું અપનાવવામાં આવ્યું છે. સ્પષ્ટ અને સદંતર મનાઈ કરવામાં આવી નથી. અહાદીષમાં આ વિષેની ઘણી મિસાલો જોવા મળે છે, જે ઉલમાએ કિરામથી છૂપી નથી.

દષ્ટાંતરૂપે હદીષે પાકમાં અવરતો માટે ફઝીલત તો ઘરમાં નમાઝ પઢવાની આવી છે. હદીષે પાકમાં અહિંયા સુધી આવ્યું છે કે, "જે નમાઝ મસ્જિદે નબવીમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાછળ પઢવામાં આવી હોય, તેનાથી પણ અફઝલ અવરતની તે નમાઝ છે, જેને તે પોતાના ઘરમાં પઢે." પરંતુ જે અવરત આ ફઝીલતને છોડવા ચાહે અને તેની ઈચ્છા મસ્જિદે આવવાની હોય તો એને મસ્જિદે આવવાથી રોકવામાં આવી નથી.

અવરતો માટે શોભા–શણગાર અને પુરતકલ્લુફ–ભપકાદાર લિબાસની પણ આ જ હાલત છે કે ભલે, એમને આ બનાવ–શણગાર અને કૃત્રિમતાની મનાઈ કરવામાં આવી નથી, પરંતુ એથી ઊલટું અહાદીષમાં સાદગીની તરગીબ યા પ્રેરણા અવશ્ય આપવામાં આવી છે અને હકીકતમાં આ જ વાતો વધુ લિહાઝને પાત્ર છે. બાકી એની વિરુદ્ધ જે વાત જવાઝની હદમાં–ધારાધોરણ અનુસાર હશે, એને જાઈઝ જ કહેવામાં આવશે, એને ખરાબ અને નાજાઈઝ તો કહી શકતા નથી અને સાહિબે શરીઅત સિવાય એને નાજાઈઝ કહેવાનો કોઈને અધિકાર પણ નથી. વલ્લાહુલ મુવફ્ફિક : અલ્લાહ જ તવફીક આપનાર છે.

## ☆ શોપિંગનો રિવાજ ☆

જુઓ, કેટલી મોટી વાત છે કે ઘરેથી નમાઝ માટે નીકળવું અને એવી નમાઝ માટે નીકળવું જે હરમ શરીફમાં બંને જગતના સરદાર નબીએ અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાછળ પઢવામાં આવે, એમાં પણ નીકળવાને કારણે હદીષની દષ્ટિએ અવરત માટે ફઝીલત બાકી રહેતી નથી, તો દરરોજ બજારમાં શોપીંગ માટે જવું–જેનો હવે ઘણો જ રિવાજ પડી ગયો છે, કેટલું ખરાબ અને દીની સ્વભાવની કેટલું વિરુદ્ધ લેખાશે ?

આ બધી વાતો દીનને પોતાના માટે અહમ અને મહત્ત્વંત સમજનારાઓ માટે છે, નહિતર દરેક કામમાં જરૂરત, લાભ અને સહૂલત તો કંઈ ને કંઈ હોય જ છે. જોવાનું આ છે કે આપણા માલિક અને કારસાઝ (કાર્યસાધક)ની ઈજાઝત પણ છે કે નથી ?

હે સન્નારીઓ ! તમે પોતાની કદર જાણો, પોતાના દરજ્જાને ઓળખો, તમારું ઘણું જ માન–સન્માન છે અને શરીઅતના અહકામમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તમારો ઘણો જ ખ્યાલ ફરમાવ્યો છે, જેમ કે શરૂઆતમાં વર્ણન થઈ ચૂક્યું છે.

"હજ્જતુલ વદાઅ્" (અંતિમ હજ)માં જે ઊંટો પર સ્ત્રીઓ સવાર હતી, તેમને તેજ અને ઉતાવળે ચલાવવાથી હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ ફરમાવીને રોકયા કે ધીમે ચલાવો, આ તો કાચ છે કાચ (અવરતોની નઝાકત તરફ ઈશારો છે).

તમારો દરેક વાતમાં લિહાઝ રાખવામાં આવ્યો છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની પાછળ જે અવરતો નમાઝ પઢતી હતી, એમના કોઈ બાળકના રડવાનો અવાજ સાંભળીને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની નમાઝ સુદ્ધાંને ટૂંકાવી દેતા હતા, જેથી બાળકની માં પરેશાન ન થાય.

"હજ્જતુલ વદાઅ્"ના પ્રસંગે અંતિમ વસિય્યતના રૂપે (આપેલા પ્રવચનમાં) તમારો લિહાઝ રાખવા વિષે ઘણી જ તકેદારી–પૂર્વક પુરુષોને ખબરદાર કરવામાં આવ્યા કે, "અવરતોના વિષયમાં અલ્લાહ તઆલાથી (સદા) ડરતા રહો."

તમારી આ જ ફઝીલતોને કારણે અલ્લાહવાળા પણ તમારો ઘણો જ લિહાઝ કરે છે. અમે પોતાના હઝરત શૈખ (નવરલ્લાહુ મર્કદહૂ)ને પણ અવરતો અને બાળકીઓનો ઘણો જ ખ્યાલ ફરમાવતા જોયા છે.

શું હજી પણ આવા શફીક, પ્રેમાળ, હેતાળ અને મહેરબાન પ્યારા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હુકમોની નાફરમાની કરી શકાય છે ? જયારે કે આપે ઉપદેશેલા બધાં જ અહકામ આપણા પોતાના જ દીન–દુનિયાના ફાયદા માટે છે. એની સરખામણીમાં પોતાના ઉઘાડા અને ખુલ્લા દુશ્મન શયતાન અને નફસ તથા આપણું બુરું ઈચ્છનાર કાફિરોની પેરવીમાં પોતાની ઈઝઝત અને લાભ સમજવું કેટલી બેવકૂફી અને બેગયરતી (સ્વમાન–હીનતા)ની વાત છે. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની નાફરમાની અને દોઝખની સરખામણીમાં પોતાની માનસિક ગુલામીમાં જકડાયેલા જઝબાત અને લાગણીઓને છોડી દેવું શું મુશ્કેલ છે ? એકાંતમાં તથા અલ્લાહવાળી અવરતોની પાસે બેસીને જરા સોચો–વિચારો અને પોતાને બદલવાની કોશિશ કરો. અલ્લાહ તઆલા સૌને તવફીક અતા ફરમાવે. બહેનો, અલ્લાહવાળીઓની પાસે બેસવાથી, અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવાથી અને પોતાના માટે દુઆ કરવાથી તવફીક માટે આસાની પેદા થઈ જાય છે, કારણકે એનાથી અલ્લાહ તઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાચી મુહબ્બત ઉત્પન્ન થશે અને સાચી મુહબ્બતની નિશાની હુકમનું પાલન છે. માત્ર મુહબ્બતનો દાવો કરવો એ સાચી મુહબ્બતની નિશાની નથી. મુહબ્બતનો દાવો તો બધાં જ મુસલમાન કરે છે, પરંતુ આપ તો ખુસૂસી બંદીઓમાંથી છો. ખૂદ સચ્ચાઈ પેદા કરવાની કોશિશ કરો અને બીજી બહેનોને ઈસ્લામી લિબાસની પ્રેરણા આપો, શોખ અપાવો. ગેર ઈસ્લામી લિબાસથી નફરત તથા સૂગ અપાવો અને આ વાત સાબિત કરો કે અમે મુસલમાન ઈઝઝતવાન છીએ. બીજા લોકોએ અમારો લિબાસ અપનાવવો જોઈએ. આપણે નાફરમાન લોકોની ફેશન અપનાવીને પોતાની ગુલામીનો સુબૂત દેવો જોઈએ નહિ.

હદીસે પાકમાં ફરમાવાયું છે :

"ખબરદાર ! તમે બધા જ નિગેહબાન અને રખેવાળ છો અને તમારા સૌથી પોતપોતાની રઈય્યત, પોતપોતાની દેખરેખ હેઠળના લોકો વિષે પૂછપરછ થશે."

પુરુષ પોતાના ઘરવાળાઓનો નિગેહબાન છે. એને પોતાની પત્ની અને અવલાદ વિષે સવાલ થશે. અવરત પોતાના શવહરના ઘર અને એની અવલાદની નિગેહબાન છે. એનાથી શવહરના માલ અને અવલાદ વિષે પૂછપરછ થશે.

હઝરત આયશા (રદિ.)ની ભત્રીજી એકવાર એમની પાસે આવ્યાં. એમની ઓઢણી બારીક હતી. હઝરત આયશા (રદિ.)એ તે ઓઢણીને ફાડી નાખી અને પોતાની પાસેથી જાડા કપડાની ઓઢણી ઓઢાવી દીધી.

અલબત્ત, બીજી હદીષમાં એવું બારીક કપડું પહેરવાની ઈજાઝત આપવામાં આવી છે, જેની નીચે જાડું કપડું (અસ્તર) લગાવેલું હોય.

નિચોડ આ છે કે સમજદાર અને દીનદાર અવરતોએ ખૂબ ઈસ્લામી અહકામ પર અમલ કરવાની સાથે સાથે પોતાની નાસમજ પુત્રીઓ અને બહેનોની ઈસ્લાહની પણ ફિકરચિંતા કરવી જોઈએ.

وَاللّٰهُ تَعَالٰى هُوَ الْمُوَفِّقُ وَهُوَ الْمُسْتَعَانُ

وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ

الْعَظِيْمِ وَصَلَّى اللّٰهُ تَعَالٰى عَلٰى خَيْرِ

خَلْقِهٖ سَيِّدِنَا وَمَوْلَانَا مُحَمَّدٍ وَّ

اٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ بِرَحْمَتِكَ

يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ اٰمين!

**વલ્લાહુ તઆલા હુવલ મુવફ્ફિકુ વ હુવલ મુસ્તઆન. વલા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ, વ સલ્લલ્લાહુ તઆલા અલા ખૈરિ ખલ્કિહી સય્યિદિના વ મવલાના મુહમ્મદિંવ્વ આલિહી વ અસ્હાબિહી અજમઇન, બિરહમતિ-ક યા અર્હમર્રાહિમીન, આમીન !**

ક્ષમાયાચક, અમ્માજી (રહ.)નો આજ્ઞાપાલક :

**મુહમ્મદ ઇકબાલ**

મદીનહ મુનવ્વરહ

[જુમ્અહ, ૨૬ જુમાદલ ઊલા, સન હિ. ૧૪૦૩]



[સંદર્ભગ્રંથો : બેહિશ્તી ઝેવર, મઆરિફુલ હદીષ તથા અન્ય આધારભૂત કિતાબો..... આ કિતાબ અવરતોના તા'લીમી હલકામાં વાંચી સંભળાવવા માટે છે. એ કારણે વિષયોની વિશદ છણાવટ કરવામાં આવી નથી, નહિતર આધુનિક સંસ્કૃતિ પર વેધક પ્રકાશ પાડવામાં આવત; પરંતુ લજ્જાશીલ, દીનદાર અવરતો માટે તો આટલું જ કાફી–શાફી છે. તદુપરાંત, એક જ બેઠકમાં પૂરી વાત કહી–સંભળાવી દેવાના હેતુસર પણ ટૂંકાણમાં કામ પતાવવાનું ઉચિત સમજ્યું છે.]